# નવજુવાન ભાઈઓ અને બહેનો માટે કીમતી તોહફો

## મંગણી

- ઈસ્લામી મંગણી,
- બનાવટી નિકાહ
- મંગણી બાદ છોકરા છોકરીનો વ્યવહાર,
- મંગણી માં લેવડ – દેવડ

## જીવનસાથી ની પસંદગી બાબત

- જીવન સાથીની પસંદગી,
- ફોરેનનાં માંગાની રાહ જોવી
- લવ થી નીકાહ,
- દીનદારી જોઈ ના કહેવું,
- પેગામ કોણ આપે?
- શાદી પછીની પહેલી રાત
- શાદીમાં થતી બુરાઈઓ
- વર્તમાનયુગના ફેશનેબલ બુરખાઓ

: અઝકલમ :

મવલાના મુફ્તી અહમદ ખાનપુરી સા. (દા.બ.)

સદર મુફ્તી જામિઅહ, ડાભેલ.

# નવજવાનોએ એક યાદ રાખવા જેવી બાબત

મોટા ભાગે નવજવાન ભાઈઓ કોઈ સાથે પ્રેમ સંબંધ બાંધે છે તો તેને ખરાબ કામ સમજતા નથી. હાલાંકે પારકી છોકરીઓ જોડે પ્રેમ સંબંધ બાંધવો ઘણો મોટો ગુનાહ છે. મોટે ભાગે માણસ ચાર વાતો વિચારીને ગુનાહ કરે છે.

(૧) ગુનાહ કરતી વેળા માણસ એમ વિચારે છે કે મને કોઈ જોતુ નથી. આ વિચાર તદ્દન ખોટો છે. અલ્લાહ તઆલા માણસને દરેક જગ્યાએ દરેક હાલતમાં જોઈ રહ્યા છે.

(૨) માણસ એમ સમજે છે કે મારા ગુનાહની કોઈને ખબર નથી. હું ફોન પર વાત કરૂ કે લવલેટર લખું, કે ઈશારા કરૂં, કોઈને ખબર નથી. કુર્આનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે અલ્લાહ તઆલાતો દિલના ભેદને પણ જાણે છે. અને અલ્લાહ ના ફરિશ્તા દરેક વખત માણસના સાથે રહીને તેની એક એક વાતો લખે છે.

(૩) માણસના દિલમાં એમ હોય છે કે કોઈ દરિયા કિનારા કે હોટલના રૂમમાં કે કોઈ કલબમાં, કે કોઈ ફરવાના સ્થળે જયારે હું કોઈ ગુનોહ કરૂં છું તો કોઈ ત્રીજુ હમારા સાથે નથી. કુર્આનમાં અલ્લાહતઆલા ફરમાવે છે કે તે અલ્લાહ તમારા સાથે છે ભલે તમે કોઈ પણ જગ્યાએ હોવ.

(૪) માણસ ગુનાહ કરતી વેળા એમ વિચારે છે કે મારૂં કોઈ કશું બગાડી શકવાનો નથી. યાદ રાખો કે અલ્લાહ તઆલા દરેક ઈન્સાન પર સંપૂર્ણ કુદરત રાખે છે. અને તે જયારે ચાહે ત્યારે માણસને પકડી શકે છે.

યાદ રાખો દરેક માણસના દરેક કામો પર ચાર સાક્ષીઓ અલ્લાહ તઆલાએ રાખ્યા જ છે. અને તે ચારેય સાક્ષીઓ માણસના દરેકે દરેક કામની કયામતના દિવસે ગવાહી આપશે.

(૧) આમાલનામાં એટલે કે ચોપડાઓ જેમા માણસની ઝિંદગીની દરેકે દરેક વાત અને કામ નોંધવામાં આવે છે. ગુનેહગાર માણસ કયામતના દિવસે આ ચોપડાઓને જોઈને જ. ગભરાઈ જશે.

(૨) અલ્લાહના ફરિશ્તાઓ.

(૩) માણસના શરીરનાં અંગો.

અલ્લાહ તઆલા માણસના મોઢાઓને બંધ કરી દેશે. અને શરીરના એક એક અંગો તેના વડે જે જે કામો થયા છે તે અલ્લાહના સામે બોલવા લાગશે.

(૪) જે ઝમીન પર રહીને ગુનાહ કર્યા છે. તે ઝમીન પોતે સાક્ષી બનશે.

હવે ભાઈઓ વિચારો માણસ કોઈ પારકી ઔરતને લોકોની નઝરથી છુપાવી ફોન કરે કે વાતો કરે તેમજ અન્ય કોઈ ગુનાહ કરે. અલ્લાહના આ ચાર ગવાહોથી કેવી રીતે પોતાને છુપાવી શકે. દુનિયામાં જો કોઈને ખબર પડી જાય કે પોલીસખાતા વાળા તમારા ફોન ટેપ કરે છે. જાસુસો તમારા પાછળ પડયા છે. તમે કયાં જાઓ છો ? શું કરો છો ? તેની નોંધ લેવાય છે. તો તે માણસ કેટલી સાવચેતી અને સાવધાનીથી જીવન ગુજારશે. કે કોઈ સરકારી ગુનાહમાં સપડાય ન જાય. તો ભાઈઓ વિચાર કરો કે અલ્લાહ તઆલા તરફથી એક ઘણું મોટુ તંત્ર દરેકે દરેકના સાથે જ છે. પછી તે કેવીરીતે અલ્લાહની નાફરમાની કરે.

## એક ઈબરત ભરેલો વાકિઓ

એક નવજવાન હઝરત ઈબ્રાહિમ ઈબ્ને અદહમ રહ. પાસે આવ્યો અને કહ્યું કે હઝરત ગુનાહો કરૂં છું ગુનાહ છુટતા પણ નથી અને અઝાબનો ડર પણ લાગે છે. તો કોઈ એવો રસ્તો બતાવો કે ગુનાહ પણ કરૂં અને અઝાબ પણ ન થાય. અલ્લાહ

વાળા ઘણાજ સમજદાર હોય છે. ધકા દેવાને બદલે મોહબ્બત અને પ્યારથી વાત સમજાવે છે.

હઝરતે ફરમાવ્યું કે હાં, હું તને રસ્તો બતાવું છું તે નવજવાન ઘણોજ ખુશ થઈ ગયો. અને સાંભળવાના મૂડમાં આવી ગયો.

**પહેલો રસ્તો :-** હઝરતે ફરમાવ્યું કે અલ્લાહ તઆલા જે જગ્યા પર ન જોતા હોય તે જગ્યાએ જઈને ગુનાહનું કામ કરો. તો તે નવજવાન કહેવા લાગ્યો કે અલ્લાહ તઆલાતો દરેક જગ્યાએ જોઈ રહ્યા છે.

**બીજો રસ્તો :-** દુનિયામાં જે રોઝી રોટી છે તે અલ્લાહ પેદા કરે છે અલ્લાહની રોઝી ખાવાની છોડી દે અને અલ્લાહને કહીદે કે અલ્લાહ હું તારી રોઝી ખાતો નથી. અને તારી વાત માનતો નથી. તે નવજવાન કહેવા લાગ્યો કે હઝરત ખાવા વગરતો હું જીવતો કેવી રીતે રહી શકું.

**ત્રીજો રસ્તો :-** હઝરતે ફરમાવ્યું આ ઝમીન અને આસમાન અલ્લાહની હુકુમત છે તેની હુકુમતમાં રહીને તેની નાફરમાની કેવી રીતે થઈ શકે. જો ગુનાહ કરવું જ હોય તો અલ્લાહની ઝમીન અને આસમાનને છોડીને કોઈ બીજી ઝમીન પર ચાલ્યો જા. તે નવજવાન કહેવા લાગ્યો કે હઝરત એ થઈ શકે એમ નથી.

**ચોથો રસ્તો :-** હઝરતે ફરમાવ્યું કે જયારે મોતનો ફરિશ્તો આવે તેનાથી ટાઈમ માંગી લેજે. કે મેં આજ સુધીના ગુનાહ કર્યા છે. મને થોડો ટાઈમ તૌબાહનો આપો. તે નવજવાન કહેવા લાગ્યો કે હઝરત મોતના ફરિશ્તા જયારે સમય આવી જાય છે ત્યારે એક સેકન્ડ પણ કોઈને આગળ-પાછળ થવા દેતા નથી.

**પાંચમો રસ્તો :-** જયારે તને કબરમાં દફન કરી દેવામાં આવે તો સવાલ જવાબ કરવા આવનાર ફરિશ્તાઓ માટે બોર્ડ લગાવી દેજે કે રજા વગર દાખલ થવું નહિ તે નવજવાન કહેવા લાગ્યો

કે હઝરત હું ફરિશ્તાઓને કેવી રીતે રોકી શકું.

છઠ્ઠો રસ્તો :- હઝરત ફરમાવ્યા લાગ્યા કે ભાઈ એક રસ્તો તને બતાવું છું કયામતના દિવસે તારા આમાલનામા જયારે ખુલવા લાગે અને તને જહન્નમમાં ફરિશ્તા ઘસડીને લઈ જવા લાગે તો તુ અડગ થઈને ઉભો થઈ જજે. અને ફરિશ્તાઓને કેહજે હુંતો જહન્નમમાં જતો નથી.

તે નવજવાન કહેવા લાગ્યો કે હઝરત મારી શું હેસિયત છે કે ફરિશ્તાઓના સામે અડગ થઈને ઉભો થઈ જાંઉ.

બસ એ સમયે હઝરત કહેવા લાગ્યા કે ભાઈ જયારે તારી કોઈ હેસિયત નથી તો આટલા મોટા અલ્લાહ તઆલાની નાફરમાની તુ કેવી રીતે કરે છે. બસ તે નવજવાન કહેવા લાગ્યો કે હઝરત હવે હું સાચી તૌબાહ કરૂં છું. અને આજ પછી હું કોઈ જાતનો ગુનોહ નહીં કરીશ. અને અલ્લાહ તઆલાની મરઝી પ્રમાણે ઝિંદગી ગુઝારીશ.

સાથે એ વાત પણ યાદ રાખવી જોઈએ કે ગુનાહોની સજા આખેરતથી પહેલા દુનિયામાં પણ શરૂ થઈ જાય છે. કોઈ પણ ગુનાહ કરો. પરેશાની શરૂ થઈ જાય છે. દિલ બેચેન થઈ જાય છે. રાતની ઉંઘ ઉડી જાય છે. કદી ઔલાદ તરફથી કે ઔરત તરફથી કે નૌકર તરફથી કે ધંધાની રીતે કોઈને કોઈ રીતે ડીપ્રેશન અને ટેન્શનની ઝિંદગી ગુઝરતી હોય છે.

હઝરત મૌલાના વસીયુલ્લાહ સાહબ રહ. ફરમાવતા કે તુમ જીતના ચાહો ગુનાહ કરકે દેખો અગર અલ્લાહને તુમ્હારી દુનિયાકી ઝિંદગીકો જહન્નમ ન બના દીયા તો કેહના.

એટલે કે દુનિયામાંજ એવી બેચેની થવા લાગે છે જેવી કે જહન્નમમાં જે લોકો આઝાદ ઝિંદગી ગુઝારે છે અને ગુનાહો કરે છે તમે એ સમજો છો કે એઓને ઘણી સુખવાળી ઝિંદગી મળેલી છે. પરંતુ એ બધું ઉપર ઉપરનું જ હોય છે. તેઓની બેચેન રાત્રીઓ, દિલની પરેશાનીઓ એવી હોય છે કે તેઓ મોત માંગતા હોય કે મોતની કોશીશ કરતા હોય છે.

માટે માણસે અલ્લાહની નાફરમાનીથી હંમેશા બચતા રહેવું જોઈએ. જવાની જેવી અનમોલ નેઅમતની કદર કરી તેને અલ્લાહની મરઝી પ્રમાણે ગુઝારવી જોઈએ.

– મુફતી મહમુદ સા. બારડોલી

મંગણી

ઈસ્લામી મંગણી

બનાવટી નિકાહ

મંગણી બાદ છોકરા છોકરીનો વ્યવહાર,

મંગણી માં લેવડ – દેવડ

# પ્રસ્તાવના

જગતનો દરેક બુધ્ધીશાળી માણસ આ સત્યતા ને કદી નકારી નથી શકતો કે માણસ ના ઘડતરમાં તેના સમાજનો ઘણો મોટો હાથ હોય છે.

ઈસ્લામે આપણને એક ઉચ્ચ કક્ષાનો સમાજ અર્પણ કર્યો છે. જેમાં રહીને એક માણસ સંસ્કારી સજ્જન બની શકે છે. સારા સમાજ પર અલ્લાહ તઆલાની મદદ અને રહમત ઉતરે છે. અને તે સમાજમાં રહેનાર દરેકે દરેક સુકુન–ચેનવાળી ઝીંદગી ગુજારે છે. અને તેવો સમાજ અન્ય કવમોને પોતાના તરફ આકર્ષવા અને ધ્યાન કેન્દ્રીત કરવા પર મજબુર કરે છે. સારા સમાજ મુજબ રહેણી કરણી તેના પ્રચારનું શ્રેષ્ઠ માધ્યમ છે. કારણ કે સામાજીક માળખુ તો એક આગવી ઓળખ હોય છે. અને જે તે ધર્મની વિશીષ્ટતાને છતી કરવામાં મહાન ભાગ ભજવે છે. પરંતુ આજે દુઃખ સહીત કહેવું પડે છે કે તે ઈસ્લામી સમાજ જે જગતની સર્વ માનવીને પ્રેરણા રૂપ સમાજીક માળખુ પુરૂં પાડવા માટે આવ્યો હતો. તે તેના કહેવાતા માનવાવાળાઓની ખામીઓને લઈને ભુલાઈ રહ્યો છે. ભુલાવવામાં આવી રહ્યો છે. પરંતુ અલ્લાહની રહમતથી નાઉમ્મીદી નથી.

તે જ ઈસ્લામી સમાજને સાચા ચીત્રમાં રજુ કરવા ફરી મેંહેનત થઈ રહી છે જેની આ એક કડી છે. આ માટે પ્રથમ નકકી થવા મુજબ ઈસ્લામી સમાજમાં ઘર કરી ગયેલ બુરાઈઓની લીસ્ટ તૈયાર કરી તેને સવાલોના રૂપમાં રજુ કરવામાં આવી. મુહતરમ અલ્હાજ મવલાના મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ. સમાજ સુધારણાના મહાન હેતુને નઝર સમક્ષ રાખી તેના જવાબો તૈયાર કરી રહ્યા છે. જેને ક્રમવાર ઉમ્મત સમક્ષ રજુ કરવામાં આવશે. ઈ.શ. આ મહાન કામમાં ભાગ લેનાર દરેકની અલ્લાહ પાક મેહનત કબુલ ફરમાવે અને ઉમ્મત માટે એને

ફાયદા રૂપ બનાવે. આમીન.

મુફતી મહમુદ સા. બારડોલ્વી
જામેઅહ ડાભેલ

બિસ્મીહીતઆલા

**સવાલ (૧) :** ઈસ્લામી શરીઅતમાં મંગણી કોને કહેવાય? મંગણી કેવી હોવી જોઈએ? આપણા વિસ્તારમાં હવે મંગણી શાદીઓની જેમ જ થવા લાગી છે. મોટી સંખ્યામાં દાવત—મર્દ ઔરતની હાજરી વિગેરે વિગેરે એનો શું હુકમ છે.

**જવાબ (૧) :** અરબી ભાષામાં મંગણી માટે "ખિત્બહ" શબ્દ વપરાય છે, જે "મુખાતબત" અને "ખિતાબ"થી નીકળેલો, જેનો અર્થ વાતચીત થાય છે, અને ખાસ નિકાહની વાતચીત માટે "ખિત્બહ" શબ્દ બોલવામાં આવે છે. (અલ—મુફરદાત, પેજ ૧૫૦) કવાઈદુલ—ફિકહમાં "અત્તઅરીફાતુલ, ફિકહિય્યહ" હેઠળ લખે છે "અલ—ખિત્બહ બિલ્કસ્રિતલબુલ મરઅતિ લિઝ્ઝિવાજ" (પેજ ૨૭૮) (અર્થાત : ખિત્બહ" નિકાહ માટે અવરતની મંગણી કરવાને કહે છે.") સારાંશ કે એક પક્ષ તરફથી બીજા પક્ષ સમક્ષ નિકાહ માટે રજુ કરવામાં આવતા પ્રસ્તાવ ને મંગણી કહેવામાં આવે છે, સામેવાળા પક્ષ તરફથી જયારે એ પ્રસ્તાવ સ્વીકારી લેવામાં આવે છે, તો મંગણીની ક્રિયા પુરી થઈ જાય છે, શરઈ—રૂએ એની હેસીયત એક વાયદાની છે, કોઈ શરઈ—ઉઝર વગર એને તોડવું ગુનાહિત કૃત્ય છે.

નબીએ—કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના મુબારક ઝમાનામાં જેવી રીતે નિકાહમાં સાદગી હતી, એવી જ રીતે મંગણીમાં પણ સાદગી જ હતી, અને મંગણી એના સાચા અર્થમાં મંગણી જ હતી, કોઈ પણ પ્રકારની લેવડ—દેવડ અથવા રીત—રીવાજની પાબંદી ન હતી.

પહેલાં એક જવાબમાં લખી ચુકયો છું કે હઝરત ઉમર (રદી.) એ પોતાની સાહબઝાદી હઝ. હફસા (રદી.) જયારે વિધવા બન્યા અને ઈદ્દત પુરી થઈ ત્યારે એમના માટે હઝ. ઉસ્માન (રદી.) અને હઝ. અબુબક્ર (રદી.) સમક્ષ એમના

નિકાહ માટે પ્રસ્તાવ મુકયો હતો, તેમાં કોઈ રિવાજની પાબંદી નથી કરી.

હઝ. અલી (રદી.) ફરમાવે છે કે હઝ. ફાતિમહ (રદી.) માટે પયગામ લઈ હું હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ખિદમતમાં હાજર થયો, જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ સમક્ષ જઈ બેસી ગયો તો ખામોશ થઈ ગયો, ખુદાની કસમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની હયબત અને મોભાને લઈ બોલી નહિં શકયો, તો ખુદ હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પુછયું કેમ આવ્યા છો? શું કાંઈ કામ છે? તો હું ચુપ રહ્યો તો હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બોલ્યા કદાચ તમે ફાતિમહ (રદી.)ની માંગણી કરવા માટે આવ્યા છો? તો મેં અરજ કરી જી હાં (અલ–બિદાયહ–વન્નિહાયહ ૩/૩૪૬) હઝ. અલી (રદી.)નો એ પયગામ નબીએ–કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે અલ્લાહ તઆલાના હુકમથી સ્વીકારી લીધો. બસ મોઢા–મોઢ બધું નકકી થઈ ગયું. લોકો ભેગા નહિં થયા, તેમજ અન્ય કોઈ પાબંદી પણ કરવામાં નહિં આવી. (મુઆશરતી મસાઈલ પેજ ૫૦)

જેથી મંગણી માટે બધાને ભેગું કરવું, મોટી સંખ્યામાં મર્દો તેમજ અવરતોની હાજરી, તેઓની દઅવત વિ. શરઈ–રૂએ જરૂરી તેમજ પસંદીદહ નથી, બલ્કે અવરતોની હાજરીને લઈ જે–જે ખરાબીઓ પયદા થાય છે, તે જગ–જાહેર છે, જેનાથી બચવું જરૂરી છે.

**સવાલ (૨) :** મંગણીઓમાં હવે લેવડ–દેવડ ઘણી જ થાય છે જેમ કે મોટી સંખ્યામાં કપડા તેમજ વીંટી–ઘડીયાળ વિગેરેની આપ–લે થાય છે. તો એનો શું હુકમ છે. સાથે જ મંગણીઓમાં થતી લેવડ દેવડનો શરઈ હુકમ શું છે? આપણે ત્યાં મોટે ભાગે એજ થાય છે કે મંગણીમાં ચઢાવેલી વસ્તુઓ જો કોઈક કારણસર મંગણી તુટી જાય તો પાછી આપી દેવામાં આવે છે.

**જવાબ (૨) :** શરીઅતે નિકાહ માટે તો મહેર જરૂરી ઠેરવી છે. પરંતુ મંગણી માટે કોઈ લેવડ–દેવડ જરૂરી કે મુસ્તહબ ઠેરવી

નથી, જેથી એટાણે કરવામાં આવતી લેવડ–દેવડ શરીઅતથી સાબિત નથી, માત્ર એક રિવાજ છે. જેનાથી બચવું જોઈએ, બલ્કે જે લેવડ–દેવડ નામ અને દેખાવ ખાતર કરવામાં આવે છે તે નાજાઈઝ અને હરામ છે.

મંગણી વખતે આપવામાં આવેલી વસ્તુઓ મંગણી તુટવાની સુરતમાં પાછી આપી દેવામાં આવે, તે બે શરતો સહિત દુરૂસ્ત છે, એક તો એ કે તે વસ્તુ જેવીને તેવી મવજૂદ હોય, ખતમ થઈ ગઈ ન હોય, બીજી એ કે અગર છોકરીવાળાઓએ ઈનકાર કર્યો હોય તો જ એમની પાસેથી પરત લેવામાં આવે અને જો ઈનકાર નથી કર્યો તો તેઓ પાસેથી કાંઈ પરત લઈ શકાય નહિં (ફતાવા મહમૂદીય્યહ ૩/૨૯૩, ૨૯૪) મતલબ કે બન્નેવ પક્ષોએ મળી સમજી મંગણી તોડી હોય તો બન્નેવ એક–બીજાની વસ્તુ પરત કરે અને જો એક જ પક્ષવાળાએ ઈનકાર કર્યો હોય તો ઈનકાર કરનાર પાસેથી પરત લેવામાં આવે. બીજા પાસેથી નહિં.

**સવાલ (૩) :** મંગણીના સમયે મસ્જિદના ઈમામ સાહબ કે અન્ય આલીમેદીન ને બોલાવી દુવા વિગેરે કરાવવું કેવું છે?

**જવાબ (૩) :** શરઈ–રૂએ મંગણી દુરૂસ્ત થવા માટે એ પણ જરૂરી નથી, કોઈ માણસ બરકત–પ્રાપ્તી માટે કોઈ આલીમ અથવા બુઝુર્ગથી દુઆ કરાવે તો ઈજાઝત છે. અને રીત–રિવાજ ખાતર દુઆ કરાવવાનો પ્રબંધ કરે છે તો બિદઅત ઠરશે.

**સવાલ (૪) :** મંગણી પછી છોકરા છોકરીઓનો આપસનો વ્યવહાર ઘણો જ વધી જાય છે. બલ્કે શાદી થઈ ગઈ હોય એવી રીતે વર્તણુંક થાય છે. જેમ કે મંગણી પછી પત્રવ્યવહાર–ટેલીફોન પર વાતચીત તેમજ સામસામે વાતચીત–મળવુ–સાથે ફરવા જવુ વિગેરે વિગેરે. તેમજ ઘણી જગ્યાએ તો મંગણીબાદ ઈદ જેવા તહેવારો સમયે છોકરાને દાવત ખાવા બોલાવવામાં આવે છે અને તે વખતે છોકરીના મા–બાપ પોતાના થનાર જમાઈને ઘડીયાળ કે કપડાનું શુટ ભેટ આપે છે અને મોટેભાગે છોકરીની મા પોતે પોતાના થનાર જમાઈના હાથમાં ઘડીયાળ પહેરાવે છે. અથવા પોતાના હાથે ભેટ આપે છે અને છોકરીના

મા-બાપ પોતે જ આવા સમયે છોકરા છોકરીને એકાંતમાં મળવાનો સમય આપે છે. આનો શું હુકમ છે.

જવાબ (૪) : મંગણી એ માત્ર નિકાહનો વાયદો છે. નિકાહ નથી, જેવી રીતે મંગણી પહેલાં બન્નેવ એક બીજા માટે અજનબી અને પરાયાં છે, મંગણી પછી પણ એ જ હુકમ બાકી રહે છે, જેથી મંગણી પછી છોકરો-છોકરી માટે, અને છોકરી, છોકરા માટે હરામ જ છે, બન્નેવનું આપસમાં પત્રવ્યવહાર કરવું, ટેલીફોન ઉપર વાતચીત કરવું, સાથે ફરવા જવું. એકાંતમાં મળવું એ તમામ વાતો હરામ અને ના-જાઈઝ છે. (આપકે મસાઈલ અવર ઉનકા હલ ૫/૩૪) ઈદ અથવા અન્ય વાર-તહેવારે ખાવા-પીવાની દઅવત તો આપી શકાય છે, અને દેખાવ કે આડંબર વગર ખુલુસ દિલથી કોઈ ભેટ-સોગાત છોકરીના મા-બાપ પોતાના થનાર જમાઈને આપવા ઈચ્છતાં હોય તો તે પણ આપી શકાય છે, પરંતુ છોકરીની મા, અત્યારે પોતાના થનાર જમાઈ માટે પરાઈ અવરતના હુકમમાં છે, તેનું છોકરા સાથે સામસામે વાત-ચીત કરવું, બે-પર્દા મળવું, ઘડીયાળ પહેરાવવું (જેમાં એના શરીરને અડકવું પડે છે) જાઈઝ નથી, બલ્કે અગર છોકરીની મા યુવાન છે તો છોકરીની શાદી પછી પણ જમાઈથી પર્દો કરવો જરૂરી છે, છોકરીના મા-બાપનું મંગણી પછી પોતાની છોકરીને થનાર જમાઈ સાથે વાત-ચીત તેમજ એકાંતની મુલાકાતનો મવકો આપવું ના-જાઈઝ અને ગુનાહિત છે, એનાથી બચવું જરૂરી છે.

સવાલ (૫) : બહારના દેશોમાં જે શાદી વ્યવહાર થાય છે તેમાં મંગણી બાદ છોકરા-છોકરીઓ વચ્ચે પત્રવ્યવહાર વડીલો તરફથી જ કરાવવામાં આવે છે અને કહેવામાં આવે છે કે આ પત્રોનો રેકાર્ડ હાઈ કમીશનરને વીઝા સમયે બતાવવો જરૂરી છે તેમજ બન્નેવનો સાથે વીડીયો ઉતારવામાં આવે છે તેમાં બન્નેવને શાદીના ડ્રેસમાં બતાવવામાં આવે છે. તેમજ ફોટાઓ એ પ્રકારના લેવામાં આવે છે. ઘણીવાર એમાં બનાવટી રીતે કોઈક દાઢીવાળાને નીકાહ પઢાવતા એવો ફોટો તેમજ વીડીયો

કરવામાં આવે છે. આ બધુ કરવા પાછળનો આશય એ સમજાવવામાં આવે છે કે ઈન્ટરવ્યુમાં સુહલત અને વીઝામાં સરળતા રહે તો આ બધી બાબતે શરઈ હુકમ શું છે?

જવાબ (૫) : ઉપરના જવાબમાં જણાવ્યા મુજબ, મંગણી પછી પણ છોકરો–છોકરી એક બીજા માટે અજનબી અને હરામ છે, તો પછી બન્નેવમાં પત્ર–વ્યવહાર ચાલુ કરાવવો કેમ કરી જાઈઝ હોઈ શકે છે? અગર વીઝા માટે એ આવશ્યક અને જરૂરી છે તો બન્નેવના નિકાહ પઢાવી દેવામાં આવે, પછી પત્ર–વ્યવહાર કરાવવામાં આવે, જાણકારો સમજી શકે છે કે એ પણ એક બહાનું જ છે, કેટલીય વાર એવા પત્ર–વ્યવહારની નકલો રજુ કર્યા છતાં વીઝા–મળતા નથી, અને કેટલીય વાર એ વગર પણ વીઝા મળી જાય છે, સત્ય હકીકત જે હોય તે રજુ કરી દેવામાં આવે, અને જે કાંઈ પરિણામ આવે તેના ઉપર રાજી રહેવામાં આવે, અલ્લાહ તઆલાની નાફરમાની કરીને મેળવવામાં આવેલ વીઝા દીન અને દુન્યામાં કેટલા લાભકારી હોઈ શકે છે તે એક ઈમાનદાર વ્યકિતએ વિચારવું રહ્યું.

"અય તાઈરે લાહુતી ઉસ રિઝ ક સે મવત અચ્છી
જીસ રિઝક સે આતી હો પરવાઝ મેં કોતાહી"

જયારે પત્ર–વ્યવહારની ઈજાઝત નથી તો પછી વિડીયો કેસેટ વડે ફોટા તય્યાર કરાવવાની તો ઈજાઝત કયાંથી હોય? ફોટા પાડવું અને પડાવવું હરામ અને ગુનાહિત છે, હદીસે–પાકમાં એના ઉપર સખ્ત વઈદો આવેલી છે, અને બનાવટી રીતે દાઢીવાળી વ્યકિતને નિકાહ પઢાવતાં બતલાવવી તો ધોકાબાઝી અને ફરેબ–જુઠ પણ કહેવાશે, અને આ રીતે જુઠી તકરીબો અપનાવવાનું પરિણામ એ આવશે કે સત્ય હકીકતો ઉપરથી પણ વિશ્વાસ ઉઠી જશે, આ બધું પરિણામ છે દીનથી દુરી અને દુન્યાની આંધળી મહોબ્બતનું. અલ્લાહ તઆલા દરેક મુસલમાનની એનાથી હિફાઝત ફરમાવે.

સવાલ (૬) : વીઝામાં સરળતા માટે ડુપ્લીકેટ નિકાહ કરવામાં આવે છે. જેમ કે બનાવટી નિકાહ સર્ટીફીકેટ પર અથવા કોઈક

નાના ગામમાં જઈ જમાતનો નિકાહ સર્ટીફીકેટ લાવી તેના પર છોકરા–છોકરીની સહી લેવામાં આવે છે. તેમજ ગવાહો અને નિકાહ પઢાવનારની બનાવટી સહી વિગેરે કરવામાં આવે છે. તો આનો શું હુકમ છે? સાથે જ સીવીલ મેરેજ કરાવવા અને તેને કામ ચલાઉ નિકાહ સમજવુ અને વીઝા ન મળતા બહારથી આવનારનું પરત ચાલ્યા જવું અને નિકાહ બાબતે ચોખવટ ન થવી – વિગેરે તો શું આ રીતે બનાવટી નિકાહ કે સીવીલ મેરેજ કરાવવુ શરઈ રીતે સહીહ છે? એનો શું હુકમ છે?

ઘણી જગ્યાએ બનાવટી નિકાહ કે સીવીલ મેરેજ ન કરતા માત્ર થનાર પતિના નામે છોકરીની પાસપોર્ટ બનાવી વીઝાનું કામ ચાલુ કરવામાં આવે છે એનો શું હુકમ છે?

**જવાબ (૬) :** ડુપ્લીકેટ નિકાહમાં અગર એક જ મજલીસમાં ગવાહો સમક્ષ છોકરા–છોકરી પાસે ઈજાબ અને કબૂલના શબ્દો (દા.ત. છોકરી કહે 'મેં પોતાની ઝાતને ફલાણાના નિકાહમાં આપી' અને છોકરો કહે 'મેં એને મારા નિકાહમાં કબૂલ કરી') કહેડાવ્યા છે. તો ખરેખર નિકાહ થઈ ગયા, અને બન્નેવ એક–બીજાના પતિ–પત્નિ બની ગયા, હવે જયાં સુધી એ છોકરો તલાક નહિં આપે, અથવા એકનું મૃત્યુ નહિં થાય ત્યાં સુધી નિકાહ બાકી ગણાશે, અને જો ઉપર લખ્યા મુજબ એક જ મજલીસ (બેઠક)માં ગવાહો સમક્ષ ઈજાબ–કબૂલના શબ્દો છોકરા છોકરી પાસે કહેડાવવામાં આવ્યા નથી. માત્ર નિકાહ–સર્ટીફીકેટ ઉપર તેઓની તેમજ ગવાહો વિ.ની બનાવટી સહીઓ જ કરાવવામાં આવી છે તો એવું કરવાથી નિકાહ તો નથી થતા, પરંતુ એમ કરવું ધોકાબાઝી અને જૂઠ કાર્યવાહીને લઈ ના–જાઈઝ અને હરામ કહેવાશે, જેનાથી બચવું જરૂરી છે.

સીવીલ–મેરેજમાં અગર ઉપર જણાવ્યા મુજબ કોર્ટમાં છોકરો–છોકરી ઈજાબ અને કબૂલના શબ્દો જજ સમક્ષ બોલે છે, અને ત્યાં તે બેઠકમાં બે મુસલમાન મર્દ અથવા એક મુસલમાન મર્દ અને બે મુસલમાન અવરતો મવજૂદ છે. જે છોકરા–છોકરીના ઈજાબ–કબૂલના શબ્દને સાંભળી રહ્યાં છે તો

નિકાહ થઈ ગયેલા કહેવાશે. અને બન્નેવ એક–બીજાના પતિ–પત્નિ બની ગયેલાં કહેવાશે, તે સુરતમાં જયાં સુધી છોકરો તલાક નહિં આપે અથવા બન્નેવમાંથી એકનું મૃત્યુ નહિં થાય ત્યાં સુધી નિકાહ કાયમ કહેવાશે, જેથી બહારથી આવનારનું એ બાબત ચોખવટ કર્યા વગર પરત ચાલ્યા જવું સહીહ નથી, એના લઈ ઘણી ખરાબીઓ પયદા થાય છે. દા.ત. જયાં સુધી છોકરો તલાક આપી ઈદ્દત વિ. પુરી નહિં થઈ જાય તે વગર છોકરી અન્ય કોઈ વ્યકિત સાથે નિકાહ કરી શકતી નથી અને જો કરશે તો તે બીજા નિકાહ સહીહ થયેલા નહિં કહેવાય, બલ્કે તેણી પહેલાંના નિકાહમાં જ છે. જે કોઈ અવલાદ વિગેરે થશે તે પહેલાં ઘણીની કહેવાશે, એજ પ્રમાણે અગર છોકરાએ તલાક આપ્યા પહેલાં, બન્નેવમાંથી કોઈ એક નું મરણ થાય તો હયાત રહેનારને તે મરણ પામનારના માલમાં પતિ અથવા પત્નિ તરીકે વારસાઈ–હક લાગુ પડશે.

જયાં સુધી નિકાહ ન થાય ત્યાં સુધી બન્નેવ એક–બીજા માટે પરાયાં જ છે, જેથી નિકાહ થયા વગર છોકરીના પાસ–પોર્ટ તેમજ વીઝાની કાર્યવાહી થનાર પતિના નામે કરવી નહિં જોઈએ, જો કે એવું કરવાથી નિકાહ થઈ જતા નથી, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

લી. અહમદ ખાનપુરી

તા. ૨–૪–૧૪૧૭ હિજરી

# જીવનસાથી ની પસંદગી બાબત

જીવન સાથીની પસંદગી

ફોરેનનાં માંગાની રાહ જોવી

લવ થી નિકાહ

દીનદારી જોઈ ના કહેવું

પેગામ કોણ આપે ?

## બિસ્મીહી તબારક વ - તઆલા

સવાલ (૧) : આપણે ત્યાં છોકરો કે છોકરી જવાન થાય ત્યારે મા-બાપ શાદીની ફિકર કરે છે. મોટે ભાગે મા-બાપ અને છોકરો-છોકરી પણ માલદારી, ખુબસુરતી, ફેશન વિગેરે વસ્તુઓ નઝર સમક્ષ રાખી પસંદગી કરે છે. તો શું શાદી માટે માલદારી, ખુબસુરતી, ઉચ્ચ કુળવાન વિગેરેની શોધખોળ કરવી અને મા-બાપે આજ વસ્તુને નજર સમક્ષ રાખવું કેવું છે?

જવાબ (૧) : નિકાહ માટે છોકરી અથવા છોકરાની પસંદગી માટે શું માપદંડ હોવો જોઈએ ? ઈસ્લામે એ બાબત સ્પષ્ટ માર્ગદર્શન પુરૂં પાડયું છે. અને એવો માપદંડ નકકી કર્યો જેના વડે નિકાહનો ધ્યેય સિદ્ધ થઈ નિકાહના ફાયદા સંપૂર્ણરૂપમાં પ્રાપ્ત થાય. પતિ-પત્ની એક બીજાના સાચા હિતેચ્છક બની એમનું દાંપત્યજીવન સુખમય પસાર થાય, આ ધ્યેયોની પ્રાપ્તી વધુ ભાગે ઔરતના સ્વભાવ અને તેના ગુણો ઉપર અવલંબિત છે. અગર તેણી એવા ગુણો અને ખુબીઓથી સુશોભિત છે જે સુખમય જીવન માટે આવશ્યક છે તો બન્નેવનું જીવન સુખમય, ઈર્ષા થાય તેવું અને તેમની દુન્યા પણ જન્નતનો નમુનો બની જાય છે, એટલાં જ માટે હદીસે પાકમાં સારી ઔરતને દુન્યાની સર્વશ્રેષ્ઠ નેઅમત બતાવવામાં આવી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો ઈરશાદ છે " દુન્યા ક્ષણિક લાભ પહોંચાડનારી વસ્તુ છે. અને દુન્યાની લાભદાયક વસ્તુઓમાં નેક અને સારી ઔરતથી બેહતર કોઈ વસ્તુ નથી " (ઈબ્ને-માજહ શરીફ) અન્ય એક મવકા ઉપર સારી ઔરતના ગુણો થોડીક વિગતથી બયાન કરતાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે એને સૌથી વધુ ફાયદા કારક બતલાવી, ઈરશાદે નબવી છે મુઅમિનને તકવા પછી સૌથી વધારે ફાયદો સારી

પત્નિથી પહોંચે છે (અને સારી પત્નિના ગુણો આ છે કે જે ધણી ના આદેશનું તુરતજ પાલન કરતી હોય, ધણીને એના તરફ જોઈ ખુશી થતી હોય, અને તેણી ઉપર વિશ્વાસ કરી ધણી કસમ ખાય લીએ તો તેણી એને પુરી કરતી હોય અને ધણીની ગેર હાજરીમાં તેના માલને બરબાદ ન કરતી હોય અને પોતાની ઝાતથી પણ તેને કોઈ તકલીફ ન પહોંચવા દેતી હોય. (મિશ્કાત)

માણસ પોતાના અવિચારી સ્વભાવ તેમજ લાગણીઓમાં તણાઈને ખુબ સુરતી ને ખુબસિરતીની તુલનામાં પ્રાધન્ય આપે છે અને જે ઔરત સુંદર તેમજ રૂપવાન હોય તેની સાથે નિકાહ કરવાની ખ્વાહિશ વધારે રાખે છે. હાલાંકે આ ગુણ ઘણો જ અલ્પ-મુદ્દતી છે કે વહેલી તકે દુર થઈ જાય છે. અને ખતમ ન થાય તો પણ એનો લાભ મર્યાદિત અને ક્ષણિક છે. જેથી અકકલ-હોશીયારી તેમજ દુરંદેશીનો તકાઝો એ નથી કે માત્ર શકલ-સુરત ઉપર એટલું બધું ધ્યાન આપવામાં આવે કે અન્ય ગુણોનું કોઈ મહત્વ જ ન રહે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે આ બાબત પણ કેવી સુંદર રીતે માર્ગદર્શન આપ્યું છે. ''ઔરત સાથે નિકાહ કરવાની રગબત (મોટે ભાગે) ચાર વસ્તુઓને લઈ થાય છે. (૧)દવલત (૨)ખાનદાન (૩)ખુબસુરતી (૪)દીનદારી, તમે દીનદાર ઔરતથી નિકાહ કરી સફળ થાઓ''(બુખારી શરીફ)

આ હદીસથી જણાયું કે સૌથી વધુ ધ્યાન આપવા લાયક ગુણ દીનદારી છે જે માણસને દીનકાર પત્નિ મળી જાય તે નસીબદાર અને કામીયાબ છે, કારણ કે સાચી દીનદારી ઔરતને તમામ હકોની અદાયગી, બુરાઈઓથી બચાવ અને દરેક પ્રકારની ભલાઈ ચાહવા ઉપર તૈયાર કરશે, જેનું પરિણામ એ આવશે કે તેણી ધણીની ફરમાંબરદારી, પોતાની પાક

દામનીની હિફાઝત, માલ-દવલતની જાળવણી, ખર્ચમાં કરકસર, અવલાદની તરબીયત અને ધણીનું હિત વિગેરે તમામ બાબતો સુંદર રીતે કરી બતાવશે મતલબ કે એક સારી જીવનસાથીમાં જે ખૂબીઓ હોવી જોઈએ તે તમામ ખૂબીઓ તેણીમાં હશે, એજ ગુણોને લઈ (અરબોમાં) કુરૈશ કબીલાની ઔરતોને નબીએ કરીમ સલ્લ લ્લાહુ અલયહી વસલ્લમે સર્વશ્રેષ્ઠ ઔરતો બતલાવી કે " અરબોમાં સર્વ શ્રેષ્ઠ કુરૈશની નેક ઔરતો છે કે તેણીઓ બાળકો ઉપર ઘણું જ હિત ધરાવનાર (કિંવા બાળકોના ઘડતર કરવામાં સક્રિય) અને ધણીની માલ મિલકતને ખૂબ જાળવનાર" (બુખારી શરીફ )

એક વેળા વઅઝમાં ઔરતોને સારા ગુણ અપનાવવાનું મહત્વ સમજાવતા ફરમાવ્યું કે "ઔરત જયારે પાંચ વખતની નમાઝ પઢતી હોય, રમઝાન માસના રોઝા રાખતી હોય, પોતાની શર્મગાહની (ઝિનાથી) હિફાઝત અને પોતાના ધણીની ફરમાંબરદારી કરતી હોય, તો તેણી જન્નતના જે દરવાજાથી ચાહે જન્નતમાં ચાલી જાય (મિશ્કાત) એક વેળા હુઝૂર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમથી પુછવામાં આવ્યું કે શ્રેષ્ઠ પત્નિ કોણ? તો આપ સલ્લલ્લાહુ તઆલા અલયહી વસલ્લમે ફરમાવ્યું : જેને જોઈને પતિને ખુશી થાય અને ધણીના દરેક હુકમનું પાલન કરે અને કોઈ એવું કામ ન કરે જે ધણી ને નાપસંદ હોય" (મિશ્કાત )

જેવી રીતે ઔરતની પસંદગીમાં દીનદારીનો ગુણ જોવામાં આવે છે. એવી જ રીતે ધણીની પસંદગીમાં પણ એ જ ગુણનું મહત્વ છે. કારણ કે દીનદારી અને અલ્લાહનો ડર તેને પત્નિના હકો અદા કરવા માટે જેટલો તૈયાર કરી શકે છે અન્ય કોઈ વસ્તુ એટલો તૈયાર નથી કરી શકતી પત્નિને શાદી પછી

પતિથી મોટી ફરિયાદ એજ હોય છે કે તે ઝુલ્મ પાડે છે અને તેના હકો બરાબર અદા નથી કરતો. માટે જે ઔરતનો ધણી બધા જ હકો અદા કરતો હોય તે ખુશનસીબ (ભાગ્યશાળી) અને તેનું લગ્નજીવન સફળ અને ઈર્ષા લાયક સમજવામાં આવે છે, અને એવો માણસ શ્રેષ્ઠ પતિ કહેવાય અને સમજાય છે.

હઝ. હસન બસરી (રહ.) ની એક દાનાઈથી ભરપુર સલાહ આ ટાણે નકલ કરવી યોગ્ય લાગે છે. જેને મુલ્લા અલી કારી (રહ.) એ મીરકાત શર્હે મિશ્કાતમાં નકલ કરી છે. એક માણસે હઝ. હસન બસરી (રહ.) ની સેવામાં આવી અરજ કરી. હઝરતઃ મારી છોકરી માટે વિવિધ જગ્યાઓથી માંગા (પયગામો) આવી રહ્યાં છે, આપથી સલાહ પુછું છું કે કોનાથી નિકાહ કરાવું ? તો હઝરતે જવાબ આપ્યો કે એવા માણસથી નિકાહ કરાવજે જે અલ્લાહ તઆલાથી ડરતો હોય "કારણ કે અગર તે એને (તારી છોકરીને) પસંદ કરશે તો તો કદર કરશેજ અને નાપસંદ કરવાની સુરતમાં પણ જુલમ નહિં પાડે" (મિરકાત ૩/૪૦૩)

અસલ પ્રશ્ન ના પસંદ હોવા અથવા મનમેળ નહિં થવાના સમયે ઊભો થાય છે. (અને ગમે ત્યારે એવું થઈ શકે છે) ત્યારે દીનદાર ધણી જુલમ નહિં પાડે, દિલ નહિં દુભાવે, અને જો તેના દિલમાં અલ્લાહ તઆલાનો ડર નથી, તો જુલમ પાડવાથી કોઈ શકિત એને રોકી નથી શકતી.

નબીએ-કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે દીનદારીના ગુણને મહત્વ અને પ્રધાન્ય આપવાની સાથે-સાથે બીજા ગુણોમાં રહેલી ખરાબીઓ પણ વર્ણવી છે. ફરમાવ્યું : માત્ર ખુબ સુરતીને લઈ કોઈ ઔરતથી નિકાહ ન કરશો, કારણ કે શકય છે કે ખુબ સુરતી તેના માટે તબાહી તેમજ બગાડનું

કારણ બને, માત્ર માલ-દવલતને લઈ પણ નિકાહ નહિં કરશો, કારણ કે માલને લઈ મોટા ભાગે નાફરમાની અને સ્વચ્છંદતા આવી જાય છે. (કે માલદાર અવરત, ગરીબ ધણીની ફરમાંબરદારી કરવાને બદલે તેને પોતાનો નોકર સમજવા લાગે છે) દીનદારીને લક્ષમાં રાખી નિકાહ કરો. (ઈબ્ને માજહ)

અન્ય એક હદીસમાં જુદી રીતે માલ વિગેરે ની ખરાબીઓ બતાવવમાં આવી છે : " જે માણસ માત્ર ઈઝઝત-પ્રાપ્તી માટે કોઈ ઔરતથી નિકાહ કરશે. તેની ઝિલ્લતમાં વધારો થશે. જે માત્ર માલ પ્રાપ્તી માટે શાદી કરશે, તેની ગરીબીમાં વધારો થશે. અને જે ખાનદાની - શરાફતને લઈ કોઈ ઔરતથી નિકાહ કરશે (અને મકસદ એ હોય કે તેને પણ લોકો શરીફ અને ખાનદાની સમજશે) તેની ઈઝઝત વધશે નહિ બલ્કે ઘટશે. અલબત્ત જેનો મકસદ નિકાહ કરવાથી એ હોય કે તેનું જીવન પવિત્ર બની જાય (કિંવા તેની આંખ તેમજ શર્મગાહની હિફાઝત થાય) અથવા તે રિશ્તેદારો સાથે સારૂં વર્તન કરી શકે. તો એવા નિકાહ બન્નેવ માટે ખયર અને બરકત વાળા રહેશે." (ફત્હુલ-કદીર)

ઉપરોકત સુચનોની સાથે હઝ. નબીએ કરીમ સલ્લલ્લાહો અલ્યહિ વસલ્લમે અત્યંત વિચારવા લાયક, અને દરેક બુધ્ધીશાળીને ચોંકાવનારી આગાહી ફરમાવી છે.

<u>" જયારે કોઈ એવી વ્યકિત તરફથી પયગામ આવે જેના અખ્લાક તેમજ દીનદારીથી તમને સંતોષ છે તો (તુરતજ) નિકાહ કરી દો. નહિં તો પૃથ્વી ઉપર મહાન ફિત્નો અને પહોળો (ફેલાયલો) બગાડ ઉત્પન્ન થશે."</u> (તિરમિઝી શરીફ)

ઉપરોકત તમામ સૂચનો ખાસ કરી છેલ્લી વાત ઉપર અમલનું પરિણામ દુન્યામાં પણ સુખમય તેમજ આનંદ અને

સંતોષભર્યા જીવનના રૂપમાં મળશે. કારણ કે સ્ત્રી-પુરૂષ (ખાસ કરીને સ્ત્રી) ના જે ગુણોને લઈ નિકાહ માટે કહેવામાં આવ્યું છે તેનું આ કુદરતી પરિણામ હશે.

તટસ્થ રીતે વિચારશો તો એ હકીકત સમજાશે કે જે-જે સદ્‌ગુણોને આ બાબત આવશ્યક બતાવવામાં આવ્યા છે. તેનાથી વધારે સારા ગુણોની ખોજ લગાવવામાં માનવ-બુધ્ધી ભાગ્યે જ સફળ થાય, અને માલદારો તેમજ મર્તબાવાળાઓ વિગેરે ના પયગામની ઉમ્મીદમાં છોકરીઓની શાદી નહિં કરવાથી જે બગાડ ફેલાઈ શકે છે અથવા ફેલાય રહ્યો છે, તેનો ઈન્કાર (આજે એક જાણકાર માટે) શકય નથી. ( મુઆશરતી-મસાઈલ પેજ ૨૮ થી ૩૪ )

**સવાલ (૨) :** સાથે જ આજે આપણા ગુજરાતમાં અને ખાસ કરી દક્ષિણ ગુજરાતમાં માહોલ એવો છે કે બાહરના દેશોથી આવતા પૈગામોની રાહ જોવામાં આવે છે. ઘણી જગ્યાએ બાહરના દેશોના પૈગામની રાહ જોવામાં છોકરા તેમજ છોકરીની ઘણી લાંબી ઉમર થઈ જાય છે. જેને લઈ ઘણી બુરાઈઓ થાય છે. તો આ કેવું છે ?

**જવાબ (૨) :** હદીસે પાકમાં છે : હઝ. અલી (રદી.) થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લ લ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : અય અલી : ત્રણ વસ્તુઓ એવી છે જેમાં મોડું નહિં કરવું. (૧) નમાઝ, જયારે એનો વખત થઈ જાય. (૨) જનાઝો, જયારે આવી જાય. (૩) વગર નિકાહનું માણસ (મર્દ હોય કે ઔરત) જયારે તેનું જોડું મળી જાય. (મિશ્કાત પેજ ૬૧) જવાબ નંબર એકમાં શરીઅતે છોકરા-છોકરીની પસંદગી માટે નકકી કરેલ ધારાધોરણ ખૂબ વિગતથી બયાન કરી આપ્યું છે. જેથી વડીલો અને વાલીઓની ફરજ છે કે છોકરો-છોકરી જયારે ઉમર

લાયક થાય કે તુરતજ એના માટે યોગ્ય જોડુ પસંદ કરી તુરતજ તેના નિકાહ કરાવી પોતાની જવાબદારી માંથી મુકત થઈ છોકરા-છોકરી માટે પણ પાકબાઝ તેમજ ઈફફત, ઈસ્મત વાળું જીવન ગુઝારવાનો રસ્તો મોકળો કરી આપે.

માલી હૈસિયત એટલી છે કે મહેર અદા કરી ઔરતનું ભરણપોષણ કરી શકતો હોય. અને જો નિકાહ નહિં કર્યા તો ઝિના (હરામકારી) માં સપડાય જવાનો યકીન છે તો એવી સુરતમાં નિકાહ કરવા વાજીબ અને જરૂરી ઠરે છે (શામી ૨/૩૮૩)

બહાર દેશના પયગામની રાહ જોઈ છોકરા-છોકરીના નિકાહમાં મોડું કરી તેઓને હરામકારી તરફ ધકેલવા મા-બાપ અને વડિલો માટે સખ્ત ગુનાહિત કૃત્ય છે. આ રીતે મોડું કરવાને લઈ જે કાંઈ ગુનાહો અને બુરાઈઓ અસ્તિત્વમાં આવશે તેની પુરી જવાબદારી વડીલોની છે.

દરેક મુઅમીનના ઈમાનનો એક ભાગ તકદીર ઉપરનું ઈમાન પણ છે. તે વગર કોઈ પણ ઈમાનદાર બનતો નથી. હઝ. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ફરમાવે છે કે : બાળકને જયારે પોતાની માના પેટમાં ચાર માસ ગુજરી જાય છે ત્યારે અલ્લાહ તઆલા એક ફરીશતો મોકલાવે છે. જે એના અમલ, ઉમર, રોજી અને નેકબખ્ત છે યા બદબખ્ત લખી આપે છે. ત્યાર પછી તે બાળકમાં રૂહ ફૂંકવામાં આવે છે માટે એના નસીબ બાબત ફેસલો થઈ ચૂકયો છે. રોઝી બાબત ચિંતા કરી તેના જીવનને દુઃખ દાયક બનાવી આપવું એ દાનીશમંદી (અકલ મંદી) નથી અને બહાર દેશ મોકલવામાં આવતા છોકરા-છોકરી શું બધા જ સુખી બને છે? જયારે એવું નથી બલ્કે અનુભવ તો બીજુ જ કાંઈ કહી રહ્યો છે. તો એક શંકાસ્પદ તેમજ

અચોક્કસ ઉમ્મીદ ઉપર નજર કરી વાસ્તવિક નુકસાનો, બુરાઈઓ વેઠવી દુન્યવી દ્રષ્ટીએ પણ મુર્ખાઈ ભર્યું છે.

સવાલ (૩) : આજનો યુગ જેનો નવો જમાનો અને પ્રગતિ નો સમય કહેવામાં આવે છે. આજના છોકરા-છોકરી શાદી બાબતે પોતાના વડીલોથી મશ્વેરો કરવો અથવા તેઓની પસંદગી વિગેરે જુનવાણી સમજવા લાગ્યા છે. અને પોતે જ પોતાના જીવન-સાથીની પંસદ કરવા લાગ્યા છે. અને એ માટે પ્રેમ - મોહબ્બત - લવ છુપા સંબંધો - છુપોપત્રવ્યવહાર વિગેરેનો સહારો લેવામાં આવે છે. તો શું આ રીતે પસંદગી કરવી અને મા-બાપની અવગણના કરવી કેવું છે ? સાથે જ ઘણા જવાન ભાઈ-બહેનો એમ કહે છે કે અમારે ઝિંદગી ગુજારવાની હોય તેમાં મોટાઓની વચ્ચે દખલગીરી કેવી ? ઘણી જગ્યાએ એ પણ જોવામાં આવ્યું છે કે ઘણા મા - બાપ જેઓ પોતાને સુધરેલા કહેવડાવે છે, તેઓ પોતે પોતાના છોકરા છોકરીને જીવનસાથીની પસંદ બાબતે છુટ આપે છે. અને તેમા ખાસ કરી લવ જેવી પધ્ધતીઓ અપનાવવા માટે પોતે આંખ મીંચામણા પણ કરે છે. આ બાબતે રહનુમાઈ ફરમાવશો ?

જવાબ (૩) : અલ્લાહ તઆલાએ આ સૃષ્ટીનું સર્જન કરી તેમાં માણસને વસાવ્યો અને ખુદાઈ ફેસલો એ છે કે કિયામત કાયમ થાય ત્યાં સુધી માનવરૂપી આ મખલૂક દુન્યામાં આબાદ રહે. અને તેના માટે માણસનાં વંશ-વેલાનો સિલસિલો ચાલ્યા કરે એ આવશ્યક છે. અલ્લાહ તઆલાએ અન્ય મખલૂકની તુલનામાં માણસને એક વિશિષ્ટતા એ આપી છે કે તેને પોતાના જીવન ગુઝારવા બાબત સ્વતંત્ર અને આઝાદ નથી છોડયો બલ્કે શરીઅત રૂપી જીવન બંધારણ ઉતારી તેનો પાબંદ બનાવ્યો છે. એટલે જ પોતાની જાતીય લાગણીઓ અને કામનાઓ પુરી કરવા

માટે પણ અન્ય જાનવરોની જેમ પોતાની મરજીમાં આવે તેમ વર્તવાની એને છુટ નથી, બલ્કેપુરૂં એક સામાજીક માળખું ઉભું કર્યું, અને એજ સામાજીક માળખાના એક ભાગ રૂપે નિકાહને લગતા તમામ પાસાઓને આવરી લેતા આદેશો આપ્યા, જેમાં હકોને લગતો એક વિભાગ પણ રાખ્યો, તેમાં મા-બાપના હકો, અવલાદના હકો, પતિના હકો, પત્નિના હકો, અન્ય સગા સંબંધીઓ (દાદા-દાદી, નાના-નાની, ભાઈ-બહેન વિગેરે) ના હકો, પાડોશીના હકો, વિગેરે વિગેરે અને દરેકના ઉપર અન્યોના જે હકો વાજીબ કર્યા તેની અદાયગી માટે પણ તેઓને બાધ્ય કર્યા, ત્યાં સુધી કે એક પક્ષે બીજા પક્ષના હકોની અદાયગીમાં કોતાહી કરી હોય અથવા બિલ્કુલ અદા નહિં કર્યા હોય તો પણ બીજા પક્ષને એ વાતની રજા નહિં આપી કે તે પહેલા પક્ષના હકો મારે, અને કુદરતી રીતે આપસમાં એવી લાગણીઓ અને પ્રેમનો રિશ્તો બન્નેવમાં કાયમ કર્યો કે આપો આપ જ તે પણ બીજા પક્ષના હકો અદા કરવા પ્રેરાય, જેમ કે મા-બાપના દિલોમાં અવલાદ બાબત અને અવલાદના દિલોમાં મા-બાપ બાબત, એવી મહોબ્બત, પ્રેમ,હેત, ભરી દીધાં કે બન્નેવ એક બીજાના હકો કુદરતી રીતે જ અદા કરતાં રહે, અને સાથે જ શરીઅતના આદેશો વડે એ અદાયગીને વધારે બળ પહોંચાડયું.

કુર્આને-પાકમાં અનેક જગ્યાએ અલ્લાહ તઆલાએ પોતાની ઈબાદતના આદેશ અને પોતાના હકોના સાથે જ મા-બાપના હકો બયાન ફરમાવ્યા છે, જેમાં એ પ્રતિ પણ ઈશારો છે કે વાસ્તવમાં તો બધાજ ઉપકારો અને ઈનામો અલ્લાહ તઆલા તરફથી જ છે. પરંતુ જાહેરી અસબાબની રીતે જોવા જઈએ તો અલ્લાહ તઆલા પછી માણસ ઉપર સૌથી વધુ એહસાનો તેના મા-બાપના છે, તેઓ જ એના અસ્તિત્વ માટે કારણરૂપ છે. અને જન્મથી લઈ જુવાની સુધી જેટલાય કઠણ તબકકાઓ છે તેમાંય

જાહેરી સબબ રૂપે મા-બાપ જ એના અસ્તિત્વ તેમજ પ્રગતિનું પ્રતિક છે (મઆરિફુલ-કુર્આન ૨/૪૦૯)

નબીએ કરીમ સલ્લ લ્લાહુ અલયહી વસલ્લમ ના પવિત્ર ફરમાનોમાં પણ અનેક જગ્યાએ મા-બાપની ફરમાંબરદારી અને તેઓ સાથે સદ્‌વર્તનની તાકીદ તેમજ તેઓની અસંખ્ય ફઝીલતો અને સવાબના દરજજાઓનો ઉલ્લેખ છે. (૨/૪૧૦)

નિકાહ માત્ર બે વ્યકિતઓના સંબંધનું નામ નથી, બલ્કે બે કુટુંબોના અરસ પરસના સંબંધો, સમાજમાં તેઓના માન-મોભો, અવલાદની તરબીયત, ઘડતર અને તેમની ભરણ-પોષણની જવાબદારી અને એક નવું કુટુંબ જે રૂપ ધારણ કરી અસ્તિત્વમાં આવી રહ્યું છે તેની ભવિષ્યની તમામ બાબતો આ નિકાહથી સંકળાયેલી છે, અને કાયદાની વાત છે કે કોઈક નિર્ણયથી જેટલા લોકોને અસર પહોંચતી હોય તે નિર્ણય કરતી વેળા તે તમામ લોકોના હિતોનો ખ્યાલ રાખવો જરૂરી છે. (બય્યિનાત માસિક, અંક માહે સફર ૧૪૧૭ હિજરી)

નિકાહના પરિણામ રૂપ પતિના મા-બાપ, વિગેરે પત્નિ માટે અને પત્નિના મા-બાપ વિગેરે પતિ માટે શું પરાયાં જ રહે છે ? ખુદ ઈસ્લામે પણ પતિ-પત્નિમાંથી દરેકના ઉસૂલ (મા-બાપ, દાદા-દાદી, નાના-નાની વિગેરે) અને ફુરૂઅ (બેટા-બેટી, પોત્ર-પોત્રી વિગેરે) ને બીજા માટે ઉસૂલ-ફુરૂઅ ગણ્યાં છે, અને એટલે જ તેઓ સાથે નિકાહ હરામ ઠેરવ્યા છે, જેનો મતલબ એ થયો કે બન્નેવ એક બીજાના કુટુંબના સભ્ય બની જાય છે. તો શું છોકરો કે છોકરી નિકાહ વડે જે વ્યકિતને પોતાના કુટુંબનું સભ્યપદ અપાવી રહ્યા છે તે વ્યકિત બાબત પોતાનો મત જાહેર કરવાનો તે કુટુંબના વડીલોને હક ન હોવો જોઈએ ?

આજે યુવક-યુવતિઓમાં એ ખ્યાલ પ્રચલિત થતો જાય છે કે નિકાહ તો બે વ્યકિતઓની ખાનગી બાબત છે. એમાં વડીલોએ માથું મારવાની શી જરૂરત છે ? આ વિચાર આપણા સમાજ માટે નવો ભલે કહેવાય પરંતુ પશ્ચિમી સમાજમાં એ ઘણા સમય પહેલાં પ્રચલિત થઈ ચુકયો અને ત્યાંના વડીલોએ યુવક-યુવતિઓના એ ખ્યાલ સામે હથિયાર નાંખી તેઓને એ બાબત ખુલ્લી છુટ અને સ્વતંત્રતા આપી દીધી તેનું પરિણામ શું આવ્યું ? એ બાબત ચર્ચા કરતાં હઝ. મવ. ઝાહિદુર્રાશીદી (મ.ઝી) લખે છે : વેસ્ટર્ન સિવિલાઈઝેશને અહિંયા જ ધોકો ખાધો છે. પશ્ચિમી બુધ્ધીજીવીઓએ વ્યકિત સ્વતંત્રતા અને સ્ત્રી હકોના આકર્ષક શબ્દોના નામે નિકાહને બે વ્યકિતનો મામલો બતાવી એના અન્ય પરિણામો અને અસરો થી નજર હટાવી લીધી જેનું પરિણામ એ આવ્યું કે આજે પશ્ચિમની સમાજ કૌટુંબિક જીવન વ્યવસ્થા તેમજ સગાઈ સંબંધોનીપવિત્રતાથી મહરૂમ થઈ ચુકયો છે. અને પશ્ચિમની ફેમીલી સીસ્ટમ અંધાધુંધીની છેલ્લી સીમાઓ સુધી પહોંચી ચુકી છે, એનો ઉલ્લેખ ઉચ્ચ પશ્ચિમી બુધ્ધીજીવીઓની ઝબાનો ઉપર ઘણા જ અફસોસ સહિત થઈ રહ્યો છે. આ બાબતે અમેરિકાની પ્રથમ મહિલા મીસ હીલેરી બીલ ક્લીન્ટન (અમેરીકન માજી પ્રમુખના પત્નિ) ના પાકિસ્તાનના પ્રવાસ ટાણે પ્રગટ થયેલ આ સમાચાર ટાંકવા જરૂરી સમજું છું, અમેરીકાની પ્રથમ મહિલા મીસ હીલેરી ક્લીન્ટન ઈસ્લામાબાદની ગર્લ્સ કોલેજની પ્રાધ્યાપકો તેમજ વિદ્યાર્થીનીઓ સાથે હળી-મળી ગઈ, અને તેમની સાથે એક કલાકથી વધુ સમય સુધી ખુલ્લા મને ચર્ચા કરી હીલેરી ક્લીન્ટને વિદ્યાર્થીનીઓથી તેમના વણ ઉકલ્યા પ્રશ્નો પૂછયા, અને તેઓએ પણ મિત્રતા ભર્યા વાતાવરણમા ક્લીન્ટનની પત્નિને બધું બતાવ્યું, ચોથા વરસની વિદ્યાર્થીની નાઈલા ખાલીદે મીસિસ

કલીન્ટનથી પુછયું કે અમેરીકી વિદ્યાર્થીનીઓનો બુન્યાદી પ્રશ્ન શું છે ? તેના ઉપર તેવણે ખુલ્લા મને વાત-ચીત શરૂ કરી, તેમણે કહ્યું કે પાકિસ્તાની વિદ્યાર્થીનીઓની તકલીફ શિક્ષણની યોગ્ય સહુલતો નહિં મળવાની છે. પરંતુ અમેરીકામાં અમારી સૌથી મોટી તકલીફ એ છે કે ત્યાં શાદી વગર જ વિદ્યાર્થીનીઓ અને છોકરીઓ ગર્ભવતી (હામેલા) બની જાય છે. એના લઈ બિચારી જીવનભર બાળકના ઉછેરની જવાબદારી ઉઠાવે છે બીજી એક વિદ્યાર્થીની વજીહા જાવેદે કહ્યું કે આ તકલીફનો ઉકેલ શું છે ? તેનો ઉત્તર આપતા હીલેરી ક્લીન્ટને કહ્યું એનો ઉકેલ એ છે કે યુવક-યુવતિઓએ ચાહે તે ખ્રિસ્તી હોય કે મુસ્લિમ, પોતાના ધર્મ તેમજ સામાજીક મુલ્યોથી બળવો નહિં કરવો જોઈએ, ધાર્મિક તેમજ સામાજીક પ્રણાલિકાઓ તેમજ સિધ્ધાંતો મુજબ શાદીના બંધનમાં બંધાવું જોઈએ, પોતાની તેમજ પોતાના મા-બાપની ઈઝ્ઝત અને આબરૂ તેમજ શાંતીને બરબાદ નહિં કરવી જોઈએ. મીસ હીલેરી કલીન્ટને કહ્યું કે તેઓ ઈસ્લામ તેમજ ઈસાઈય્યતની શાદીના વિરોધી નથી તેમણે કહ્યું કે પાકિસ્તાનમાં ધાર્મિક પ્રણાલિકાઓ મુજબ શાદી થાય છે એટલે અહિંયા છોકરીઓના પ્રશ્નો ઓછા છે. (જંગ, લાહોર ૨૮ માર્ચ ૯૫)

...એ કોઈ સમજદારીની વાત નથી કે પશ્ચિમ જે દલદલમાંથી નીકળવાના રસ્તાઓ શોધી રહ્યું છે, આપણે સ્વતંત્રતા અને (સ્ત્રી) હકોની કહેવાતી પશ્ચિમી ફિલોસોફીના અનુકરણના શોખમાં કૌમને એજ દલદલમાં ધકેલવાનું ચાલું કરીએ. (બય્યીનાત, માહે સફર, ૧૪૧૭ હિ.)

હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો પાક ઈરશાદ છે કે " નેક બખ્ત તે છે જે બીજાઓને જોઈને નસીહત હાસિલ કરે " આપણા મુસ્લિમ યુવક યુવતિઓએ શાદીના મામલામાં ધર્મ અને સમાજની દખલગીરી

ખતમ કરવા માટે " શાદી અમારી વ્યકિતગત બાબત છે " એવું કહેતા પહેલાં પશ્ચિમી સંસ્કૃતિના દુઃખદ અંજામ તરફ નજર કરી લેવી જોઈએ.

જીવન સાથીની પસંદગી માટે લવ અને છુપા સંબંધો તેમજ છુપા પત્રવ્યવહારનો સહારો લેવાની ઈસ્લામ માં કેમ કરી ઈજાઝત હોઈ શકે છે ? જયારે કે પરાઈ સ્ત્રી સાથેના એ મુજબના વ્યવહારને ઝિના (વ્યભીચાર) ની ઉપમા આપવામાં આવી છે, હદીસમાં છે. " આંખો ઝિના કરે છે અને તેમનો ઝિના ના-મહરમને જોવું છે, કાન ઝિના કરે છે અને તેમનો ઝિના ના-મહરમની વાતો સાંભળવું છે. ઝબાન ઝિના કરે છે અને તેનો ઝિના વાતો કરવી છે હાથ ઝિના કરે છે તેમનો ઝિના ના-મહરમને પકડવું છે. પગો ઝિના કરે છે તેમનો ઝિના ના-મહરમ તરફ ચાલીને જવું છે." (મુસ્લિમ શરીફ)

એક હદીસમાં છે જે માણસ કોઈ ઔરતના રૂપ ઉપર શહવતથી નજર કરશે તો એની બન્નેવ આંખોમાં કિયામતના દિવસે પીગાળેલું સીસું નાખવામાં આવશે (હિજાબ, ૯૦) એક હદીસમાં છે કે " સારી રીતે સમજી લ્યો કે જે માણસ નામહરમોને જૂએ તેના ઉપર અલ્લાહ તઆલા લઅનત ફરમાવે છે. અને તેના ઉપર પણ જે પોતાને નામહરમો સામે જોવા માટે રજુ કરે (હિજાબ, ૯૨) એક હદીસમાં છે કે " કોઈ પુરૂષ જયારે કોઈ સ્ત્રી સાથે એકાંતમાં હોય છે ત્યારે તેઓ સાથે ત્યાં ત્રીજી વ્યકિત શયતાન પણ હોય છે. " (હિજાબ, ૯૪)

હુઝૂર સલ્લ લ્લાહુ અલયહી વસલ્લમ ના ખાદિમ હઝ. અનસ (રદી.) કહે છે કે હું જયારે બાલીગ થવાની ઉમરે પહોંચ્યો તો મેં સવારમાં આવી હુઝૂર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને તેની જાણ કરી તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું હવે તમે ઘરમાં ઔરતો પાસે જશો નહિં,

(જમ્ઉલ-ફવાઈદ) હઝ. અનસ (રદી.)થી વધીને નેક અને પાકબાઝ છોકરો કયો હોઈ શકે છે ? અને હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની પાક બીવીઓ દુન્યાની સૌથી વધુ પાકબાઝ અને સર્વશ્રેષ્ઠ ઔરતો છે તે છતાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતાના ખાદિમે ખાસ ઉપર પાબંદી લગાવી અને પરદાનો હુકમ કર્યો, (ફતાવા રહીમિય્યહ ૪/૯૬) હઝ. દાઉદ (અલ.) એ પોતાના ફરઝન્દ હઝ. સુલેમાન (અલ.) ને કહ્યું સિંહ અને સાપની પાછળ તો તું ચાલી શકે છે, પરંતુ ના-મરહમ ઔરતની પાછળ નહિં જતો (કે તેણી સિંહ અને સાપથી પણ વધુ ભયજનક અને ખતરનાક છે) (એહયાઉલ ઉલૂમ, ફ. રહીમિય્યહ ૪/૯૭) હઝ. યહ્યા (અલ.) થી કોઈએ પૂછ્યું કે ઝિનાની શરૂઆત કયાંથી થાય છે ? તો આપે (અલ.) ફરમાવ્યું ના-મહરમને જોવા અને તેની તરફ લલચાવાથી. અને હઝ. ફુઝૈલ (રહ.) નું કથન છે કે શયતાન કહે છે કે (ના-મહરમ પ્રતિ) નજર મારૂં તે જુનું તીર છે, જે કદી ખતા નથી કરતું (ફતાવા રહીમિય્યહ ૪/૯૮)

મા-બાપ તરફથી પોતાના છોકરા-છોકરીઓને ઉપર મુજબની છૂટ આપવી ખરેખર તો એમના જીવનને બરબાદી તરફ ધકેલવાની છૂટ આપેલી કહેવાશે.

"ઔરત જયાં સુધી મર્દોથી છુપાયેલી છે. ત્યાં સુધી તેનો દીન સચવાયેલો છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતાની સાહબઝાદી હઝ. ફાતિમા (રદી.) ને પુછ્યું કે ઔરત માટે સૌથી મોટી ખૂબીની વાત કઈ છે ? તેવણે જવાબ આપ્યો તેણી કોઈ મર્દને નહિં જુએ, અને કોઈ પરાયો મર્દ તેણીને નહિં જુએ. આપ સલ્લ લ્લાહુ અલયહી વસલ્લમ ને આ જવાબ પસંદ આવ્યો. સહાબાએ-કિરામ (રદી.) દિવારોના કાણાઓ બંધ કરી દેતા હતા જેથી ઔરતો મર્દોને ન જુએ. (મજાલિસુલ અબરારના

હવાલાથી ) (ફતાવા રહીમિય્યહ ૪/૧૦૦)

જે માણસ એ વાતની પરવા ન રાખતો હોય કે તેના ઘરની અવરતો (બીવી, બેટી, બહેન વિ.) પાસે કોણ આવ-જાવ કરે છે, તેને હદીસમાં દય્યૂસ કહેવામાં આવ્યો છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું કે ત્રણ માણસો કયારેય જન્નતમાં નહિં જાય. (૧) દય્યૂસ (૨) મર્દો જેવી શકલ બનાવનારી ઔરતો અને (૩) હંમેશા શરાબ પીનાર, સહાબા (રદી.) એ અરજ કરી કે દય્યૂસ કોને કહે છે ? તો આપ સલ્લ લ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું કે જેને એ વાતની પરવા ન હોય કે એના ઘરની ઔરતો પાસે કોણ આવ-જાવ કરે છે. (તબરાની) (વ અહકામે-પરદહ પેજ ૨૧,૨૨) (ફ.રહીમિય્યહ ૪/૧૦૨)

તાર્કિક રીતે જોઈએ તો પણ પ્રેમ, મહોબ્બત અને લવ વડે જીવન સાથીની પસંદગી ખતરનાક પગલું છે. કારણ કે કોઈ પણ વ્યકિત બાબત સહીહ અનુમાન કાયમ કરવા માટે જરૂરી છે કે માણસ દ્વેષ, નફરત અને પ્રેમ, મહોબ્બત બન્નેવ પ્રકારની લાગણીઓથી દૂર રહી તટસ્થ મને વિચાર કરે, તો જ સહીહ ફેસલો કરી શકે છે. પ્રેમ અને મહોબ્બતમાં સપડાયા પછી તો તે આંધળો-બહેરો બની જાય છે. હદીસમાં છે, હુબ્બુકશ્શયઅ-યુઅમી વ-યુસીમ્મુ (અર્થાત) કોઈ પણ વસ્તુની મહોબ્બત તને આંધળો-બહેરો બનાવી દે છે (અલ-મકાસીદુલ-હસનહ ૧૮૧) અરબીના એક શેરનો ભાવાર્થ છે પ્રેમની નજર દરેક અયબને જોવાથી અશકત છે. અને નફરતની નજર (કાલ્પનીક) બુરાઈઓ પણ શોધી કાઢે છે, એટલા માટે જ અનુભવીઓનું કહેવું છે કે પ્રેમ-લગ્નો મોટા ભાગે નિષ્ફળ જાય છે. કારણ કે પ્રેમ અને મહોબ્બતના જોશમાં વગર વિચાર્યે જ શાદી કરી લેવામાં આવે છે. અને પછી જયારે વાસ્તવિકતા સામે આવે છે ત્યારે

આંખો ખુલે છે. અને પ્રતિક્રિયા (રીએકશન) રૂપે તે પ્રેમ સંપૂર્ણ નફરતમાં બદલાઈ જાય છે. અને એ યુગલને સમજાવનાર અને સંભાળનાર કોઈ વડીલ ન હોય ત્યાં છેલ્લે જુદાઈની નોબત આવે છે.

માટે યુવક યુવતિઓ તેમજ સુધરેલા કહેવડાવનાર મા-બાપોને પણ જોઈએ કે આ શરીઅત અને બુધ્ધી વિરૂદ્ધ રીતને તિલાંજલી આપે.

અલબત્ત એટલું જરૂરી અને આવશ્યક છે કે રિશ્તો જોડતાં પહેલાં છોકરા છોકરી બાબત પુરી તહકીક કરી લેવામાં આવે, જેમાં તેની ટેવો, અખ્લાક, દીનદારી, સાથે સાથે એમાં કોઈ શારિરીક ખોડ-ખાપણ તો નથી, તે જોઈ લેવામાં આવે, અને એક બીજાને જોઈ લેવું (ચહેરો અને હથેળીઓ જ ખુલી હોય એ રીતે) પણ બેહતર છે, જેથી પાછળથી માત્ર એ કારણ ને લઈ કે પસંદ નથી, જુદાઈની નોબત ન આવે.

આગળ ઉપર અમે જે વિગતવાર ચર્ચા કરી તેનાથી એવું તારણ હરગીઝ કાઢવામાં નહિં આવે, કે ઔરતમાં રૂપ અને ખુબસુરતી તેમજ કુળને બિલકુલ ધ્યાનમાં નહિં લેવું બલ્કે ઉપરની ચર્ચાનો સાર તો એટલો જ છે કે દીનદારીને અન્ય તમામ વસ્તુઓના મુકાબલામાં પ્રાધાન્ય આપવામાં આવે, અને કોઈ સ્ત્રી બેદીન, બદઅખ્લાક હોય તે છતાં માત્ર તેની ખુબસુરતીને લઈ તેની પસંદગી કરવામાં ન આવે. બાકી ખુબસુરતી અને કુળ પણ નિકાહ માટે પસંદગી કરવામાં ભાગ ભજવે છે. તેનો ઈનકાર થઈ શકતો નથી બલ્કે હદીસોથી પણ આવાતને પુષ્ટી મળે છે, કારણ કે પતિ જયાં સુધી પોતાની પત્નિથી સંપૂર્ણ સંતોષીત નહિં બને ત્યાં સુધી પાક દામની અને નજરોનું નીચે ઢળવું તેમજ પવિત્રતા (જે નિકાહ ના મૂળભૂત ધ્યેયોમાંથી છે તે) પ્રાપ્ત થશે નહિં. (તકમિલએ-ફત્હુલ-મુલ્હીમ

૧/૧૦૯)

સવાલ (૪) : ઘણીવાર એવું પણ જોવા મળે છે કે કોઈ છોકરાએ કોઈ છોકરીવાળાને ત્યાં પૈગામ આપ્યો હવે તે છોકરો શરઈ કપડા પહેરે છે. દાઢી રાખે છે તો છોકરીવાળા આ શરઈ લિબાસ અને શરઈ ચહેરાને સામે રાખીને જ ના પાડે છે. તો એ કેવું છે ? સાથે જ કોઈ વાર એવું પણ બને છે કે છોકરી પરદાવાળી દીનદાર હોવાના લઈ છોકરો ના પાડે કે મારે તો ફેશનેબલ જોઈએ, આવી ન ચાલે. તો એનો શું હુકમ છે?

જવાબ (૪) : છોકરા છોકરીની પસંદગી બાબત શરીઅતે નકકી કરેલ માપ દંડ વિષે ઉપરના જવાબોમાં વિગતવાર ચર્ચા કરી દેવામાં આવી છે.એક મુસ્લિમની, મુસ્લિમ હોવાના નાતે ફરજ બને છે કે તેનું આચરણ શરીઅત મુજબ જ હોય, અને શરીઅતના નકકી કરેલા માપ દંડ મુજબ જ છોકરા છોકરીની પસંદગી કરે, પરંતુ વર્તમાન યુગના મુસ્લિમ સમાજમાં દુન્યાની વધુ પડતી મહોબ્બત અને પશ્ચિમી સંસ્કૃતિનું આંધળુ અનુકરણ, તેમજ ફેશનપરસ્તી અને પોતાને સુધરેલા કહેવડાવાના મોહમાં છોકરા-છોકરીની દીનદારી, તેમનો દીન મુજબનો લિબાસ, ચહેરો-મહોરો જ પસંદગીમાં રૂકાવટ બનવા લાગ્યો, જે ઘણીજ અફસોસજનક અને દુ:ખદ હકીકત છે.

આપે સવાલમાં ઉલ્લેખ કરેલ હકીકત, ખરેખર તો કુદરતનો એક અકળ, સિધ્ધાંત જ છે, જેનો કુર્આને-પાકમાં અલ્લાહ તઆલાએ આ શબ્દોમાં ઉલ્લેખ કર્યો છે. સૂ.નૂરમાં છે. “ ગંદી ઔરતો, ગંદા મર્દોના લાયક હોય છે. અને ગંદા મર્દો, ગંદી ઔરતોને લાયક હોય છે અને પાક પવિત્ર ઔરતો, પાક પવિત્ર મર્દોના લાયક હોય છે અને પાક પવિત્ર મર્દો, પાક પવિત્ર ઔરતોના લાયક હોય છે ”(સૂરએ-નૂર, આયત, ૨૬)

ઉપરોકત આયતની તફસીરમાં હઝ. મુફતી મુહમ્મદ

શફીઅ સાહબ (રહ.) લખે છે : એમાં એક સિધ્ધાંત બતાવી દેવામાં આવ્યો કે અલ્લાહ તઆલાએ તબીઅતો (સ્વભાવો) માં કુદરતી રીતે સંબંધ રાખ્યો છે, ગંદી અને બદકાર અવરતો બદકાર મર્દો તરફ અને ગંદા તથા બદકાર મર્દો, ગંદી તથા બદકાર અવરતો તરફ આકર્ષાય છે, એ જ પ્રમાણે પાક પવિત્ર અવરતોનું આકર્ષણ પાક પવિત્ર મર્દો તરફ, અને પાક પવિત્ર મર્દોનું આકર્ષણ પાક પવિત્ર અવરતો તરફ હોય છે, દરેક પોત પોતાની પસંદ મુજબ જોડુ તલાશ કરે છે અને કુદરતી રીતે તેને તેવું જ મળી જાય છે. (મઆરિફુલ કુર્આન ૬/૩૮૩)

સવાલ (૫) : આપણે ત્યાં મોટે ભાગે છોકરીવાળાઓ પૈગામ આપવાને ખરાબ સમજે છે. તો ઈસ્લામમાં પૈગામ આપવાનો સાચો તરીકો શું છે? સાથે જ શું છોકરીવાળા પૈગામ ન આપી શકે?

જવાબ (૫) : સ્ત્રી-સન્માન, કુદરતી શર્મ, અને જાતિય નઝાકતનો અસલ તકાઝો એ છે કે નિકાહની રજુઆત છોકરી અથવા તેના વાલીઓના બદલે છોકરા પક્ષ તરફથી હોય જેથી તે તાલિબ (ઉત્સુક) બને, અને અવરત મતલુબ, જેથી યોગ્ય તો એ છે કે પયગામ, મર્દ તરફથી જાય અને તે પણ સીધો અવરત પાસે નહિં બલ્કે તેના વાલીઓ અને વડીલો પાસે જાય, નબીએ-કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તમામ નબીઓના સરદાર અને તમામ માનવોમાં સર્વશ્રેષ્ઠ હોવા છતાં, કેટલીક પુનિત પત્નિઓ (જેમ કે હઝ. આઈશા રદી. હઝ. ઉમ્મે-સલ્મહ રદી. હઝ. ઉમ્મે હબીબહ રદી. વિ.) ને પોતે જ પયગામ મોકલાવ્યો હતો. પરંતુ ખાસ-ખાસ જગ્યાઓ અને જરૂરતો વખતે અવરત (છોકરી) અને તેના વાલીઓ તરફથી પણ પયગામ મોકલાવી શકાય છે. એવા દાખલાઓ પણ હદીસોમાં મળે છે, બલ્કે પ્રખ્યાત મુહદ્દિસ ઈમામ બુખારી (રહ.)એ તો પોતાની વિશ્વ વિખ્યાત કિતાબ

સહીહ બુખારીમાં એક આગવું પ્રકરણ (માણસનું પોતાની દિકરી અથવા બહેનને નેક લોકો સમક્ષ નિકાહ માટે રજૂ કરવું) એ નામથી ખાસ કાયમ કર્યુ અને તેમા હઝ. ઉમર (રદી.) નો કિસ્સો નકલ કર્યો છે કે જયારે એમની સાહબઝાદી હઝ. હફસા(રદી.) વિધવા બન્યા અને તેમના નિકાહની ફિકર થઈ તો એમણે પોતેજ પોતાના તરફથી હઝ. ઉસ્માન (રદી.) સમક્ષ નિકાહની રજૂઆત કરી. હઝ. ઉસ્માને (રદી.) થોડાક દિવસ પછી ક્ષમા-યાચના કરી દીધી, તો પછી હઝ. અબુબક્ર (રદી.) થી કહ્યું કે તમે ઈચ્છતા હોવ તો હફસાને પોતાના નિકાહમાં સ્વીકારો, તે પણ ચુપ રહ્યા, કારણ કે હુઝુર સલ્લ લ્લાહુ અલયહી વસલ્લમ નો ઈરાદો હઝ. હફસા (રદી.) સાથે નિકાહનો છે એવું તેઓ જાણી ચુકયા હતા, આ ઉપરથી જણાયું કે સારી જગ્યા મળતી હોય તો તેના માટે છોકરી અથવા તેના વાલીઓ પોતે પણ રજુઆત કરી શકે છે, અને પયગામ મોકલાવી શકે છે, બલ્કે એવું કરવું હિતાવહ છે, ઈમામ બુખારી (રહ.) એ અન્ય એક શિર્ષક બાંધી એ પણ સાબીત કર્યુ છે કે કોઈ નેક વ્યકિત સમક્ષ છોકરી પોતે પણ પોતાના નિકાહ માટે વાત મુકી શકે છે, હાંલાકે તે ઝમાનામાં પણ છોકરી-તરફથી નિકાહનો પયગામ આપવું શર્મ-વિરૂધ્ધ સમજવામાં આવતું હતું. (મુઆશરતી - મસાઈલ - પેજ ૪૬, ૪૭)

માટે છોકરી પક્ષવાળાઓએ પોતે પયગામ નહિં મોકલાય એમ સમજવું ભુલભર્યુ છે. બલ્કે સારી જગ્યા મળતી હોય તો પોતે જ રજુઆત કરી આગળ વધવું જોઈએ. અને પયગામની રાહ જોવામાં છોકરીની ઉમર વધી જાય જેના કારણે પછી જીવનભર નિકાહ વગર રહેવું પડે એની ઈસ્લામ ઈજાઝત આપતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

શાદી એ માણસની જરૂરત છે. સાથેજ હઝરત નબીએ કરીમ સલ્લલાહુ અલયહી વસલ્લમની સુન્નત અને ઈબાદત પણ છે. શાદી સાદગીવાળી હોવી જોઈએ. જે શાદી સાદગીવાળી શરીઅત મુજબ હોય તેના પર અલ્લાહની રહમત ઉતરે છે. શાદી પછીનું જીવન સુખી બને છે. મહેર નકકી કરવામાં આવે, મસ્જીદમાં નિકાહ પઢાવવામાં આવે, સાદગીથી વિદાયગીરી કરી દેવામાં આવે, શકિત મુજબ વલીમહ કરી દેવામાં આવે, મોટી મોટી જાન લઈ જવી—લાંબી દઅવતો, વિડીયો, શુટીંગ, ગીત સંગીત અને કર્ઝ કરી દહેજ તેમજ અન્ય ખર્ચાઓથી બચવું જરૂરી છે. ઘણા ભાઈઓ એમ વિચારે છે કે ખર્ચ ન કરીશું તો લોકો વાતો કરશે પરંતુ એટલુ યાદ રાખો કે ભલે કોઈ વાત કરે, કોઈ નારાઝ થાય પરંતુ અલ્લાહ અને એના નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નારાઝ ન થાય એનો ખાસ ખ્યાલ રાખવો. શાદીમાં થતી બુરાઈઓથી શાદીઓને પાક કરવાની મહેનત એ પણ " નહી અનીલ મુનકર " છે. જેના તરફ ખાસ ધ્યાન આપવામાં આવે. ઔરતોના મજમામાં અને શાદી વેળા તેમજ મસ્જીદોમાં આ કિતાબ વાંચી સંભળાવ્વામાં આવશે તો ઘણો ફાયદો થશે. હક તઆલા કબૂલ ફરમાવે. આપણને સૌ ને દરેક બુરાઈથી બચવાની તવફીક આપે. આમીન.

— મુફતી મહમુદ સા. બારડોલી

## બિસ્મીહી તઆલા

**સવાલ (૧) :** જે છોકરા કે છોકરીની શાદી હોય તેને એક અઠવાડીયા કે એથી ઓછા દિવસો અગાઉ ઘરમાં જ રાખવામાં આવે છે. બહાર નીકળવા દેતા નથી આનો શું હુકમ છે ?

**જવાબ (૧) :** આ એક રિવાજ અને રસમ છે, શરીઅતથી સાબિત કોઈ ચીઝ નથી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના બે નિકાહ સફરની હાલતમાં થયા છે. પહેલાં હઝ.

સફીયહ (રદી.) ના સાથે જે ગઝવએ ખયબરથી વાપસીમાં થયા હતા, બીજા હઝ. મયમૂનહ (રદી.) ના સાથે ઉમરતુલકઝા વાળા સફર દરમિયાન થયા હતા. અગર નિકાહના આઠ દિવસ પહેલાંથી જ ઘરમાં બેસવું કોઈ શરઈ ચીઝ હોતે તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એની જરૂર તકેદારી લેતે. જૂના સમયમાં શાદી પહેલાના દસ–બાર દિવસથી જ છોકરીને ઘરના એક ખૂણામાં ખાટલા ઉપર બેસાડી દેવામાં આવતી હતી. અને પીઠી વિગેરે ની માલિશ કરવામાં આવતી હતી. જેને માંઈયોં બેસાડવું અથવા માંઝે બેસાડવું કહેતા હતા. હઝ. મવ. અશરફઅલી થાનવી (રહ.) એ બેહિશતી ઝેવરના છટ્ઠા ભાગમાં શાદીની રસ્મોના બયાનમાં વિગતવાર એની ખરાબીઓ વર્ણવી છે.

સવાલ (૨) : દુલ્હનને સજાવવામાં હવે આપણે ત્યાં મોટે ભાગે બ્યુટી પાર્લરોની મદદ લેવાય છે. જેમાં ખાસ પ્રકારની વાળ સ્ટાઈલ જેમાં વાળ અમુક અમુક કાપવાની પણ જરૂર પડે છે, સાથે જ આઈબ્રો પણ કરાવવામાં આવે છે અને એમાં નીલ પોલીશ વિગેરે વસ્તુઓ પણ વપરાય છે. અને શાદીના દિવસે દુલ્હનને સજાવી બેસાડી રાખવામાં આવે છે. જેમાં નમાઝોની કઝા વિગેરે પણ થાય છે. તદ્ ઉપરાંત દુલ્હનને ખુશ્બુ લગાવવામાં આવે છે. એનો શું હુકમ છે?

જવાબ (૨) : દુલ્હનને સજાવવું એક જાઈઝ કામ છે, પરંતુ તેમાં શરીઅતે નકકી કરેલ મર્યાદાઓ જાળવવી જરૂરી છે. દુલ્હનની મા–બહેનો શરીઅતની મર્યાદામાં રહી જાઈઝ રીતે સજાવે તો કાંઈ વાંધો નથી. પરંતુ એ માટે બ્યુટીશિયનની સેવાઓ પ્રાપ્ત કરવી, ઈસ્લામી તઅલીમાતનો અનાદાર (તવહીન) કરવા બરાબર છે, બ્યુટીશિયન અગર મર્દ છે તો એનો હુકમ તો બિલકુલ સ્પષ્ટ છે કે સ્ત્રીનું પુરૂ શરીર સતર (કિંવા છૂપાવવાની વસ્તુ) છે, માથાથી લઈને પગ સુધી શરીરનો એક બાલ બરાબર અંશ (ભાગ) પણ પરાયા પુરૂષ સમક્ષ ખોલવો હરામ છે, બલ્કે

જે બાલ કાંસકીમાં તુટીને આવી જાય છે, અને કપાયેલા નખ પણ એવી જગ્યાએ નાખવાની મનાઈ છે જયાં ગેર મહરમ મર્દની નજર પડે. એવું કરશે તો ગુનેહગાર ઠરશે (બેહિશતી ઝેવર ૩/૬૩) જેથી મર્દ બ્યુટીશિયનને દુલ્હન સજાવવા માટે બોલાવવું તો હરામ છે, અને જો તે બ્યુટીશિયન અવરત છે તો એટલું યાદ રહે કે ગેર–મુસ્લિમ ઔરતોથી પણ એવી રીતે પર્દો કરવું જરૂરી છે, જેવી રીતે પરાયા મર્દથી કરવું જરૂરી છે, માથાથી લઈ પગ સુધીનો શરીરનો કોઈ પણ ભાગ જેવી રીતે પરાયા–મર્દ સામે ખોલવો ગુનોહ છે, એવી જ રીતે ગેર–મુસ્લિમ ઔરત સામે ખોલવું પણ નાજાઈઝ અને ગુનોહ છે. (બેહિશતી – ઝેવર ૩/૬૪) એટલે અવરત બ્યુટીશીયન જે ગેર મુસ્લિમ હોય તેને દુલ્હન સજાવવા માટે બોલાવવું પણ નાજાઈઝ અને હરામ છે.

હવે રહી ગઈ ઔરત બ્યુટીશિયન જે મુસલમાન હોય તો તેણી અગર જાઈઝ રીતે સજાવટ કરે છે, તો ગુંજાઈશ છે, નહિ તો તે પણ જાઈઝ નથી. આપે સવાલમાં સજાવટની કેટલીક રીતોનો ઉલ્લેખ કર્યો છે, તે ઉપર પણ ચર્ચા કરવુ મુનાસીબ છે. સર્વ પ્રથમ વાળ સ્ટાઈલ જેના માટે વાળોને કાપવામાં આવે છે. તો એટલું યાદ રહે કે ઔરતો માટે વાળ કપાવવાની મનાઈ છે, બેહિશતી ઝેવરમાં છે કે ઔરતે માથું મુંડાવવું, વાળ કતરાવવા હરામ છે. એ કૃત્ય ઉપર હદીસમાં લઅનત આવી છે. (૧૧/૧૧૫) અને અમુક અમુક જગ્યાઓથી વાળ કતરાવવાતો મર્દ માટે પણ જાઈઝ નથી (બેહિશતી–ઝેવર ૧૧/૧૧૫) તો પછી ઔરત માટે કયાંથી જાઈઝ હોય શકે છે ? જેને સદંતર વાળ કતરાવવાથી મનાઈ ફરમાવવામાં આવી છે.

આઈબ્રો કરવામાં આંખની ભવોંના વાળને ઉખેડીને તેને પાતળી અને ધારદાર બનાવવામાં આવે છે. હદીસે પાકમાં એવી અવરતો ઉપર જે આ કાર્ય કરે છે તેમજ કરાવે છે લઅનત આવી છે. (બુખારી શરીફ ૨/૮૭૯) નીલ–પોલિશ વડે નખોને લાલ કરવા પણ જાઈઝ નથી કારણકે તેના લઈ નખો ઉપર તે પોલિશનું

પડ જામી જાય છે. અને વુઝૂ અથવા ગુસલમાં જયારે નખો ઉપર પાણી નાખવામાં આવે છે ત્યારે નીલ–પોલિશને લઈ નખો સુધી પાણી પહોંચતું નથી, જેને લઈ વુઝુ અથવા ગુસલ સહીહ થતુ જ નથી. અને નમાઝો પણ થતી નથી, ઔરત નાપાકની નાપાક જ રહે છે. તદ્‌ઉપરાંત નીલ–પોલિશમાં નાપાક વસ્તુઓનું મિશ્રણ હોય છે અને એ જ નાપાક હાથ ખાવા વિ. માં વાપરવા ગંદકી ભર્યુ કામ છે. (આપ કે મસાઈલ ઔર ઉનકા હલ ૨/૭૪,૭૫) અલ્લાહ તઆલાએ ઔરતના અવયવમાં કુદરતી સૌંદર્ય મુકયું છે, તેને આવી અકુદરતી વસ્તુઓ વડે ખતમ કરવું કઈ સમજદારીની વાત છે?

લીપસ્ટીક વડે હોઠોને લાલ કરવામાં આવે છે. ઘણા જાણકારોએ સંશોધન અને તપાસ બાદ જાહેર કર્યું છે કે એમાં સુવ્વરની ચરબી મેળવવામાં આવે છે, તેઓના કહેવા મુજબ લીપસ્ટીકનો કોઈ પણ પ્રકાર એનાથી ખાલી નથી, ચાહે વિદેશી હોય કે દેશી, ચાહે હલકા પ્રકારનું હોય કે ઉચ્ચ કવૉલીટીનું, દરેકની બનાવટમાં સુવ્વરની ચરબી વપરાય છે. ("રિઝવાન" લખનવ, માહે જાન્યુઆરી ૧૯૯૩ નો અંક પેજ ૫૮) વળી જો લીપસ્ટીકને વુઝૂ તથા ગુસલ વેળા હોઠોથી અલગ કરવામાં નહી આવે તો વુઝૂ તેમજ ગુસલ પણ દુરૂસ્ત થતું નથી, ઔરત નાપાક જ રહે છે. (અહસનુલ ફતાવા ૨/૨૭) બલ્કે નીલપોલિશ દુર કર્યા વગર મુર્દાને  આપવામાં આવેલ ગુસલ પણ સહીહ થતું નથી અને તેને લઈ તેના ઉપર પઢવામાં આવેલ જનાઝાની નમાઝ પણ થતી નથી. (અહસનુલ ફતાવા ૪/૨૨૭) અને નમાઝે જનાઝા પઢનારને ખબર હોય કે આ મુર્દા ઔરતની નીલપોલિશ દૂર કર્યા વગર ગુસલ આપવામાં આવ્યું છે તો તેના માટે એની જનાઝાની નમાઝ પઢવું જ જાઈઝ નથી.

ખુશ્બુ લગાડવું પણ એટલા માટે દુરૂસ્ત નથી કે તેને લગાવવામાં આવેલી એ ખુશ્બુની મહેક તેણીના ધણી (દુલ્હા) પુરતી જ મર્યાદિત રહેતી નથી બલ્કે તેની પાસે પહોંચતા પહેલાં કેટલાય ના–મહરમ મર્દો તેણે લગાવેલી એ ખુશ્બૂ મહસૂસ કરી

પ્રસન્નતા અનુભવે છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો ઈરશાદ છે જે ઔરત ખુશ્બૂ લગાડી મર્દોની સમીપ (પાસે) થી પસાર થાય છે કે તેઓ તેણીની ખુશ્બૂથી પ્રસન્નતા અનુભવે તો તે ઔરત ઝિનાકાર છે. અને દરેક (તે) આંખ. (જે તેણીને જુએ તે) પણ ઝિનાકાર (વ્યભિચારી) છે. (નસઈ,વિ.) (હીજાબ પેજ ૮૫)

દુલ્હનને સજાવીને એવી રીતે બેસાડી રાખવું કે નમાઝો કઝા થઈ જાય મહાન ગુનાહનું કામ છે, ફઝાઈલે નમાઝના બીજા પ્રકરણમાં હઝરત શયખ મવ. મુહમ્મદ ઝકરીયા (રહ.) એ તે તમામ હદીસો લખી છે, જેમાં નમાઝ છોડવા ઉપર વઈદ આવી છે. નબીએ કરીમ સલ્લાલ્લાહુ અલયહી વસલ્લમ ફરમાવે છે કે નમાઝ છોડવું માણસને કુફ્રથી મીલાવી આપે છે. અન્ય એક હદીસમાં છે કે ઈમાન અને કુફ્રના દરમિયાન નમાઝ છોડવાનો જ ફરક છે, અન્ય એક હદીસમાં છે જાણી બુજીને નમાઝ નહિં છોડો, જે એવું કરશે તે દીનથી નીકળી જશે. એક અન્ય હદીસમાં છે, જે માણસની એક નમાઝ છુટી તે એવો છે જાણે તેના ઘરના માણસો અને માલ દવલત બધું જ છીનવાય ગયું હોય. (ફઝા. નમાઝ)

સવાલ (૩) : આપણા વિસ્તારમાં નિકાહબાદ દુલ્હાની મુલાકાત કરવામાં આવે છે. ઘણી જગ્યાએ દુલ્હો ઉભો થઈ જોરથી સલામ કરે છે. આનો ખુલાસો કરશો.

જવાબ (૩) : સુન્નત એ છે કે નિકાહ પછી દુલ્હાને દુઆ અને મુબારકબાદી આપવામાં આવે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ થી વિવિધ શબ્દોમાં એ સાબિત છે, એક અન્સારી સહાબીના નિકાહ પઢાવ્યા પછી આપ સલ્લલ્લાહુ અલયહીવસલ્લમે તેમને આ શબ્દોમાં દુઆ આપી: "અલલ-ઉલ્ફતિ-વલખયરિ-વલબરકતિ-વત્તયરિલ-મયમૂન વસ્સઅતિ-ફીરીંઝકિ" (અર્થાત) (અલ્લાહતઆલા આ નિકાહને) મેળ-મેળાપ, અને ભલાઈ તેમજ બરકત તથા સુભાગ્ય તેમજ બહોળી રોઝીવાળા બનાવે. અન્ય એક

રિવાયતમાં આ શબ્દો આવ્યા છે : " બારકલ્લાહુ લક વ બારક અલયક વ જમઅ બયનકુમા બિલખયર" (અર્થાત) અલ્લાહ તઆલા બરકત દે તમારા ઉપર બરકતો ઉતારે, અને તમારા બન્નેવમાં સારી રીતે મેળાપ કરાવે, (ફત્હુલ બારી શર્હે સહીહુ–લ– બુખારી ૯/૧૮૨) (ઉમ્દતુલ–કારી શર્હે બુખારી ૨૦/૧૪૫) અગર કોઈ માણસ દુલ્હાને દુઆ તેમજ મુબારકબાદી આપવા માટે તેની સાથે મુસાફો–મુલાકાત કરે તો એની ગુંજાઈશ છે. અલબત્ત એ મુલાકાતને સુન્નત ન સમજે.

દુલ્હાનું નિકાહ બાદ ઉભા થઈ સલામ કરવું સાબિત નથી, જે માત્ર એક રિવાજ છે. જે તિલાંજલીપાત્ર (છોડવા લાયક) છે.

સવાલ (૪) : શાદી પ્રસંગે સગા સંબંધીઓનાં રીસામણા અને મનામણા થાય છે. નારાજ સગાઓ–સંબંધીઓને મનાવવા તેમજ સમજાવવા જાય છે. અને અંદરખાને દુશ્મનાવટ રાખનાર સગાઓ પણ આવા સમયે વેર વાળવાની ધગશ રાખતા હોય છે. તો આવુ કરવું કેવું છે ?

જવાબ (૪) : સગાઓમાં કોઈ કારણસર પહેલેથી મન દુઃખ તેમજ નારાજગી ચાલી આવતી હોય તે સુરતમાં કુટુંબમાં આવેલ આ શાદી પ્રસંગથી લાભ ઉઠાવી તે મન દુઃખ તેમજ નારાજગીને દૂર કરવા માટે મહેનત અને કોશિશ કરવામાં આવે તો એ શરઈ રૂએ મના નથી બલ્કે આપસનો મેળ–મેળાપ શરઈરૂએ આવશ્યક અને જરૂરી હોવાથી તેના માટે કરવામાં આવતી કોશિશ પણ આવકાર્ય અને બિરદાવવા લાયક છે.

અલબત્ત દુશ્મનાવટને દિલમાં રાખી આવા સમયે વેર વાળવાની વૃતી રાખવી એ વાત શરઈ રૂએ ગુનાહિત અને છોડવા લાયક છે. કીનો રાખનાર માટે હદીસમાં સખ્ત વઈદો આવી છે. લયલતુલ–કદ્ર તેમજ અન્ય મુબારક રાત્રીઓમાં જયારે તમામની બખ્શીશ કરવામાં આવે છે. ત્યારે પણ આવો માણસ અલ્લાહ તઆલાની આમ બખ્શીશથી મહરૂમ રાખવામાં

આવે છે. હઝ. શયખ મવ. મુહમ્મદ ઝકરિયા સાહબ (રહ.) ફઝાઈલે રમઝાનમાં લખે છે : આજ જો લોગ હર વકત દુસરોંકા વકાર ઘટાનેકી ફિકર મેં રેહતે હયં, તનહાઈ મેં બેઠકર ગૌર કરેં કે ખુદ વોહ અપને વકાર કો કિત્ના સદમા પહોંચા રહે હયં ઔર અપની ઈન નાપાક ઔર કમીનાં હરકતોંસે અલ્લાહ તઆલા કી નિગાહોમેં કિત્ને ઝલીલ હો રહે હયં, ઔર ફિર દુન્યા કી ઝિલ્લત બદીહી. (પેજ – ૪૨)

કેટલાક લોકો એ વેરવૃત્તિને લઈ વલીમા વિગેરેની દઅવતમાં પણ જતા નથી, એટલા માટે જ હદીસે પાકમાં વલીમાની દઅવતમાં જવાની ખૂબ તાકીદ આવી છે. જેને લઈ મોટા ભાગના ઉલમા એવી દઅવતમાં હાજરીને વાજીબ કહે છે. અલબત્ત અગર દઅવતની જગ્યાએ શરીઅત વિરૂદ્ધ કામ થતું હોય (દા. ત. મ્યુઝિક, વિડીયો, બેન્ડબાજા વિગેરે) તો ત્યાં જવું નહિં. (ફયઝુલબારી વિ.)

સવાલ (૫ ) : નિકાહ બાદ સાળો પોતાના બનેવી ના જોડા છુપાવે છે, અને તેના બદલે પૈસા માંગે છે. તેમજ નિકાહની મજલિસમાં સાળો દુધ કોલ્ડ્રીંગ કે મીઠાઈ લાવી પોતાના બનેવીને ખવડાવે છે અને તેના બદલે પૈસા માંગે છે. આવા પૈસાને લેવા તેમજ દેવાનો શું હુકમ છે ?

જવાબ (૫) : એ બન્નેવ વાતો રસમ માત્ર છે, જેનાથી બચવું જોઈએ, આપનારની નાખુશી છતાં તેની પાસેથી પૈસા પડાવવા શરઈ રૂએ જાઈઝ નથી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નું ફરમાન છે કે કોઈ મુસ્લિમ નો માલ તેની દિલી ખુશી વગર હલાલ નથી (મિશ્કાત)

સવાલ (૬) : આપણે ત્યાં નિકાહ બાદ દુલ્હો દુલ્હનવાળાના ઘરે જાય. જેમાં તેના દોસ્તો પણ સાથે હોય છે. છોકરીવાળાને ત્યાં જયાં ઔરતોનો મોટો મજમો હોય તેમાં આ છોકરો અને દોસ્તો જાય છે. જયાં છોકરીવાળા પક્ષની ઔરતો દુલ્હાને સલામી આપે છે તેમજ તેના માથા પર હાથ ફેરવી આંગળાં ફોડે છે. જેને

મોહબ્બતની નિશાની અથવા ફાલ સમજવામાં આવે છે. તદ્ઉપરાંત ત્યાં છોકરીની સહેલીઓ તેમજ છોકરીની અન્ય સંબંધી ઔરતો પોતાના હાથે છોકરાને પૈસા આપે છે જેમાં અન્ય દોસ્તોને મશ્કરી વિગેરેનો છુટો દોર મળે છે આનો શું હુકમ છે?

જવાબ (૬) : દુલ્હાને એવી જગ્યાએ બોલાવવું જયાં ના મહરમ અવરતોનો મજમો (જનસમૂહ) હોય, ઘણું જ ગુનાહિત અને બેશર્મી ભર્યું કૃત્ય છે, પરાઈ ઔરતોનું મર્દો સમક્ષ આ રીતે આવવું શરઈ રૂએ ઘણું જ ખતરનાક છે. દુલ્હા સાથે તેના દોસ્તોનું જવું અને બીજી તરફ દુલ્હનની સહેલીઓનું ભેગા મળી દુલ્હા તેમજ તેના દોસ્તોની સામે આવવું મહાન ફિત્નો છે : આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નું ફરમાન છે " અલ્લાહ તઆલા લઅનત કરે જોનાર ઉપર અને જેને જોવામાં આવે છે તેના ઉપર " (મિશકાત ૨૭૦) હદીસમાં છે. જે ઔરત ઘરે થી ખુશ્બુ લગાવી એવી રીતે નીકળી કે તે ખુશ્બૂની મહેક પરાયા મર્દો સુધી પહોંચી તો તેણી ઝીનાકાર છે. હઝ. થાનવી (રહ.) એ શાદી વિગેરે પ્રસંગોમાં ઔરતોના જવા તેમજ તેમના ભેગા થવામાં કેટકેટલી અને કેવી કેવી ખરાબીઓ અને ગુનાહો છે તેનું વિગતવાર વર્ણન બેહીશતી–ઝેવરમાં કર્યું છે. (જૂઓ અખ્તરી બેહીશતી ઝેવર ૬/૧૬) આપણા ત્યાં તો એની ખરાબીઓ હઝ. થાનવી (રહ.) એ વર્ણવેલી ખરાબીઓ કરતાં કંઈ કેટલીયે વધારે છે. આજ કાલના યુવક યુવતીઓએ તો શાદીના પ્રસંગને પોતાના પ્રેમને પાંગરવા, અથવા નવું પ્રેમ–પ્રકરણ શરૂ કરવા, અથવા આડા સંબંધોની શરૂઆત કરવા માટેનું હાથવંગુ સાધન બનાવી લીધું છે. કૌમના વડીલો અને બુધ્ધીશાળીઓ તેમજ ઉલમાએ–કિરામે ભેગા મળી શાદી પ્રસંગોએ આચરવામાં આવતી બેહયાઈઓ અને બે–શર્મીઓ નિવારવા માટે જલદ (અસરકારક) પગલાં લેવાની જરૂરત છે. નહિં તો ડર છે કે આવા પ્રસંગો આગળ જતાં વ્યભિચારના મેળાવડાઓ ન બની જાય,

અલ્લાહતઆલા મિલ્લતે—ઈસ્લામીયહની હિફાઝત ફરમાવે.

છોકરી પક્ષવાળી ઔરતોંનું દુલ્હાને સલામી રૂપે તેના માથા ઉપર આંગળા ફોડવું નાજાઈઝ અને હરામ છે, પરાયા મર્દના બદનને આ રીતે અડકવું ગુનાહિત કૃત્ય છે. સાથે જ એને મહોબ્બતની નિશાની તેમજ ફાલ—શગૂન સમજવું નબવી—તઅલીમાતનો ખુલ્લો અનાદર છે, હદીસમાં છે કે બદ શગૂનની કોઈ હકીકત નથી. (મિશ્કાત)

સવાલ (૭) : છોકરીની વિદાયગી વેળા છોકરાવાળા પક્ષની ઓરતો છોકરીવાળાને ત્યાંથી એકાદ વાસણ ઉચકી લે છે અને તેને પોતાની કળા સમજે છે. અને આ રિવાજ બરાબર અદા કરવામાં આવે છે પાછળથી વાસણ આપી દેવાનો અને ન આપવાનો બન્નેવ રીવાજ છે આનો શું હુકમ ?

જવાબ (૭) : એ પ્રમાણે છુપી રીતે છોકરીવાળાઓના ત્યાંથી વાસણ ઉચકી લેવું ચોરીના હુકમમાં છે. આ રીતે વાસણ શરૂમાં મજાક રીતે લેવામાં આવ્યું પરંતુ જયારે એ પાછું આપી દેવામાં આવ્યું તો પણ આ રીતે ઉઠાવીને લઈ ગયા પછી જયારે ઘરવાળાઓએ પોતાનું વાસણ નહિં જોયુ તો તેઓ એવું સમજીને કે અમારૂં વાસણ ચોરાઈ ગયું દુ:ખી થશે, અને આ રીતે મુસ્લમાનને દુ:ખ પહોંચાડવાનો ગુનોહ લાગુ પડશે. એ રીતે દુ:ખ પહોંચાડવાની હદીસે—પાકમાં મનાઈ આવી છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો ઈરશાદ છે તમારામાંથી કોઈ પોતાના ભાઈની લાકડી મજાકરૂપે હકીકતમાં ન ઉઠાવે (મિશકાત પેજ ૨૫૫) આ હદીસે—પાકનો મતલબ ઉપર જણાવ્યાં મુજબ બયાન કરવામાં આવ્યો છે. (હાશીયએ—મિશકાત)

સવાલ (૮) : જયારે છોકરીની વિદાયગીરી થાય છે ત્યારે તે પોતાના સગા—સંબંધીઓને ભેટી ભેટીને રડે છે. તો આ સમયે

મહરમ ગેર મેહરમનો કોઈ ફરક જ નથી રહેતો આની ચોખવટ કરશો.

જવાબ (૮) : આ રીતે સૌના સામે જ ભેટી–ભેટીને રડવાથી જે બે–પર્દગી થશે તે તો જાહેર છે. સાથે જ ગૈર–મહરમથી આ રીતે ભેટવું હરામ છે. ગેર–મહરમ (દા.ત. કાકાભાઈ, મામાભાઈ, ફોઈભાઈ, વિ.) તો પરાયા પૂરૂષના હુકમમાં જ છે. તેઓ સાથે ભેટીને હરામ કૃત્ય આચરવું કેટલું ભયાનક છે, આ રીતે ભેટવામાં બીજા કેટલાક ભય રહેલા છે, હુરમતે–મુસાહરત ના મસ્અલાઓની જાણકારી જેઓ ધરાવે છે, તેઓને આ ભયનો ખ્યાલ આવી શકે છે. જે માટે હમારૂ પ્રકાશન નં. ૩૮ જરૂર વાંચો.

બીજું આ રીતે ભેટી–ભેટીને રડવામાં ઘણી વખત માત્ર દેખાવ અને બનાવટ જ હોય છે. બની શકે છે કે કેટલાક (દા.ત. મા–બાપ) ને જુદાઈનો ગમ હોય, પરંતુ મોટા ભાગના સંબંધીઓ તો માત્ર દેખાવ જ કરતા હોય છે, તેઓને ભય હોય છે કે નહિં રડીશું તો લોકો કહેશે કે છોકરી ભારે પડતી હતી, જેના લઈ દેખાવ ખાતર પણ રડી લીયે છે. એ જ હાલ છોકરીનો પણ હોય છે. આ રીતે રડવું ધોકાબાજી છે, જે શરીઅત અને સમજદારી વિરૂદ્ધ હોવાની સાથે ગુનાહિત પણ છે.(બેહિશતી – ઝેવર ૬/૩૧)

સવાલ (૯) : શાદી વેળા અમુક મુસ્લિમ ખાનદાનોમાં લીંબુ–ઈંડા–નાળીયેર વગેરે ત્રણ દિવસ સુધી રાખવામાં આવે છે. અને ચાર દિશામાં ઈંડાઓ ફેકવામાં આવે છે. અને કહેવામાં આવે છે કે આનાથી બદનઝર નથી લાગતી.

જવાબ (૯) : આ બધુ શગુન અને ટોટકો છે, જે બુધ્ધિ વિરૂદ્ધ હોવાની સાથે શિર્કનો એક પ્રકાર છે. (બેહિશતી ઝેવર ૬/૩૨)

સવાલ (૧૦) : છોકરાનું નિકાહ વેળા હાથમાં ફૂલની કલગી કે ફુલનો હાર પહેરવું કેવું છે ?

જવાબ (૧૦) : નવશા (દુલ્હા) ને સેહરો (પહેરાવવું) અને

ગજરો (હાથમાં આપવું) વિગેરે ભારતીય—હિન્દુઓના રિવાજો છે. જે બે—ઈલ્મ, બે—અમલ અને નવ—મુસ્લિમ કુટુંબોમાં ચાલુ રહયા અને તેઓના સહવાસમાં / મુસ્લિમોમાં પ્રસરી ગયા, જેને છોડવું જરૂરી છે, આ બધું ગૈર—મુસ્લિમોની સાથે સામ્યતા(સરખામણી) થતી હોવાને લઈ મના છે. હઝ. મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.) હઝ. મુફતી અઝીઝુર્રહમાન સાહબ (રહ.) હઝ. મવ. અશરફઅલી સાહબ (રહ.) હઝ. મવ. ખલીલ અહમદ સાહબ (રહ.) ના લખાણોમાં એની મનાઈ છે. આ તમામ ઉલમાના ઉસ્તાદુલ—અસાતેઝહ હઝ. શાહ મોહમ્મદ ઈસ્હાક સાહબ, (રહ.)ના ફતવામાં પણ એનાથી મના કરવામાં આવ્યું છે. (ફતાવા—મહમુદીયહ ૧૦/૩૧૮)

સવાલ(૧૧) : મસ્જીદમાં નિકાહ બેહતેર છે કે મંડપમાં?

જવાબ(૧૧) : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો પાક ઈરશાદ છે કે નિકાહનો પ્રચાર કરો અને નિકાહ મસ્જીદમાં રાખો (મિશ્કાત પેજ ૨૭૨) મસ્જીદમાં નિકાહ રાખવામાં જગ્યાની બરકત પ્રાપ્ત થશે અને સમયની બરકત મેળવવાની કોશિશ કરવી યોગ્ય છે, જેથી નૂર અને ખુશીમાં વધારો થાય. (હાશીયએ—મિશકાત)

સમયની બરકત પ્રાપ્ત કરવાની રીત એ છે કે મસ્જીદમાં રાખવાની સાથે જુમ્અહના દિવસે રાખે, એટલા માટે જ ફુકહા એ લખ્યું છે કે મુસ્તહબ એ છે કે નિકાહ જૂમ્અહના દિવસે રાખવામાં આવે.(દુર્રે – મુખ્તાર, શામી ૨/૨૮૪)

સવાલ (૧૨) : નિકાહ બાદ રૂખ્સતી થાય ત્યારે છોકરી જયારે સાસરે પહોંચે છે તો સાસરીયાવાળા મોટે ભાગે છોકરાની બહેન અથવા નાના ભાઈ ઘરનો દરવાજો બંધ કરે છે અને પછી અમુક વસ્તુની માંગણી કરવામાં આવે છે. તો આ રિવાજ કેવો છે?

જવાબ (૧૨) : આ પણ એક ગૈર ઈસ્લામી રિવાજ હોવાને લઈ

છોડવું જરૂરી છે. એનો મતલબ તો એ થયો કે જયાં સુધી હમારી ફીસ અથવા દંડ નહિં ભરો ત્યાં સુધી અમે દુલ્હન ને ઘરમાં પ્રવેશ નહિં દઈએં, ઈનામ માટે આ પણ એક પ્રકારની જબરદસ્તી છે.(બેહિશતી–ઝેવર ૬/૭૭)

બિસ્મિહીતઆલા

## જરૂરી વાતો

શાદી પછીની પ્રથમ રાત્રી માણસની જીંદગીમાં એક અનોખો પ્રસંગ છે. એકાંતમાં પોતાની દુલ્હન સાથે પ્રથમ બે રકાત પઢીને મોહબ્બત–ખુશી–અવલાદે સાલેહ–ફિત્ના તલાકથી હિફાઝતની દુવા માંગે. સોહબત કરવામાં બિલકુલ ઉતાવળ ન કરે જયારે અવરત છેડછાડ કરવાથી પુરે પુરી તૈયાર થઈ જાય પછી જ સોહબત ચાલુ કરે, નહિતર અવરતને શારીરિક રીતે પુરૂ સુખ ન મળશે. તો અવરતના દિલથી શોહરની મોહબ્બત ઓછી થશે.

આજે ઘરેલુ ઝઘડાનું એક ઘણું મોટું કારણ એ છે કે અવરતને શારીરિક સુખ પુરી રીતે નથી મળતું, અને સોહબતની વધુ પડતી આદત પણ નુકશાન કારક છે. એટલું યાદ રાખવું કે મર્દ રસ્તા પર ચાલનારની જેમ છે અને રસ્તો કદી થાકતો નથી. ચાલનાર થાકી જાય છે. જેથી કરીને પહેલેથી સોહબતમાં કંટ્રોલ કરીને ચાલો, શાદી પહેલા બે કિતાબો જરૂર વાંચી લેવી.

(૧) તોહફતુન્નીકાહ (લેખક : શેખુલ હદીષ મો. ઈબ્રાહીમ કાલેડવી)

(૨) પતિ–પત્નિના શારીરિક સંબંધો બાબત ઈસ્લામી માર્ગદર્શન (લેખક : મુફતી મરગુબ લાજપુરી)

પ્રકાશક :– જામિઅતુલ કીરાઅત કફલેતા

આ સિવાય નવ જુવાનો માટે હમારા જરૂરી પ્રકાશનો જેવા કે મંગણી–જીવનસાથીની પસંદગી–પવિત્ર શાદી વગેરે પુસ્તીકાઓ પણ જરૂરથી મંગાવી વાંચો અને બીજાને વંચાવો. શાદી પહેલા કોઈ જાણકાર આલીમ થી મુલાકાત કરી શાદી પછીની જીંદગી બાબતે ખુલ્લા મને ચર્ચા કરી લેવી એ પણ બેહતર છે.

–મુફતી મહમુદ સા. બારડોલી

સવાલ : ૧ નિકાહ બાદ રૂખ્સતી થાય ત્યારે છોકરી જયારે સાસરે પહોંચે છે તો સાસરીયાવાળા મોટે ભાગે છોકરાની બહેન અથવા નાનો ભાઈ ઘરનો દરવાજો બંધ કરે છે અને પછી અમુક વસ્તુની માંગણી કરવામાં આવે છે તો આ રીવાજ કેવો છે?

જવાબ : ૧ આ પણ એક ગેર–ઈસ્લામી રીવાજ હોવાને લીધે છોડવું જરૂરી છે. એનો મતલબ તો એ થયો કે જયાં સુધી હમારી ફીસ અથવા દંડ નહિ ભરો ત્યાં સુધી અમે દુલ્હનને ઘરમાં પ્રવેશવા નહિ દઈએ. ઈનામ માટે આ પણ એક પ્રકારની જબદસ્તી છે. (બેહિશતી ઝેવર ૬/૩૩)

સવાલ : ૨ શાદી વખતે દુલ્હા–દુલ્હનની પહેલી રાત માટે રૂમને ભપકાદાર સજાવવામાં આવે છે જેમાં સ્પેશયલ પાર્ટીઓને કોન્ટ્રાકટ આપવામાં આવે છે અથવા દોસ્તો આ કામ કરી આપે છે અને અન્ય દોસ્તો રાત્રે દુલ્હા પાસે રૂમમાં જઈ દરવાજો ખટખટાવી અમુક રકમ અથવા મીઠાઈની માંગણી કરે છે. અને જયાં સુધી ન આપે ત્યાં સુધી પરેશાન કરે છે આ કેવું?

જવાબ : ૨ જાઈઝ મર્યાદામાં રહી રૂમને સજાવવાની તો ઈજાઝત છે. પરંતુ દેખાવ માટે ભપકાદાર બનાવવું જાઈઝ નથી. સાથે જ ફુઝુલ ખર્ચી પણ છે. દેખાવ અને ફુઝુલ ખર્ચી બન્નેવનુ હરામ તેમજ નાજાઈઝ હોવું જગ જાહેર છે.

દુલ્હાના પોતાના રૂમમાં ચાલ્યા જવા પછી મીઠાઈની માંગણી માટે રૂમ ખટખટાવવો અને માંગણી પુરી કરવા માટે પરેશાન કરવું જાઈઝ નથી. સાંભળ્યા મુજબ મીઠાઈ માટે વસુલ કરવામાં આવતી રકમ પણ થોડી નહિ, બલ્કે ખાસ્સી એવી હોય છે જે દુલ્હા માટે આર્થિક બોજ બને છે. એ રીતે લેવું હરામ છે. હદીસમાં નબીએ કરીમ સલ્લલાહો અલયહે વસલ્લમ નો પાક ઈર્શાદ છે કે કોઈ મુસલમાનનો માલ તેની દિલી રઝામંદી વગર લેવું હલાલ નથી.સાંભળો જુલમ ન કરો(મિશકાત પેજ ૨૨૫)

સવાલ : ૩ ઘણી જગ્યાએ ખાસ દોસ્તો શાદીની રાત્રીએ દુલ્હા દુલ્હનને રૂમમાં જોવા જાય છે. સંતાઈને અથવા બીજા પેંતરા રચી

રૂમમાં ઝાંખે છે તો આ જોવું કેવું છે.
જવાબ : ૩ આ ઘણું જ ઘૃણાસ્પદ, ગુનાહિત અને તિરસ્કાર પાત્ર કૃત્ય છે. કોઈ મુસ્લિમ મર્દ અને અવરતના ગુપ્તાંગો અને સતરને આ રીતે જાંકવું ઈસ્લામી તઅલીમની ઘોર ઉપેક્ષા છે. સામાન્ય હાલતમાં પણ જયારે કોઈના ઘરે જવું હોય તો પરવાનગી અને રજા વગર ઘરમાં દાખલ થવાની કુર્આને–પાકમાં મનાઈ આવી છે, હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલાહુ અલયહી વસલ્લમ ફરમાવે છે કે આ પ્રમાણે પરવાનગી જરૂરી એટલા માટે ઠેરવવામાં આવી કે વગર રજાએ જવાથી કોઈ ખોટી જગ્યાએ નજર નહિ પડે, એક માણસે એવી રીતે નબીએ કરીમ સલ્લલાહુ અલયહી વસલ્લમનાં રૂમમાં દરવાજાની તિરાડમાંથી જોવાની કોશીશ કરી તો આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ હાથમાં લોખંડનું અણીદાર સાધન લઈ ઉભા થઈ ગયા કે જો ફરીથી જુએ તો તેની આંખો ફોડી નાંખે (બુખારી શરીફ). એવી રીતે જોનારની આંખો ફોડી નાખવાની પણ જરૂરત ટાણે શરીઅતે ઈજાઝત આપી છે. આવાં કૃત્યો ઈસ્લામ માટે લાંછન રૂપ છે એને વહેલી તકે છોડવું જરૂરી છે, હદીસમાં લાઅનત આવી છે.
સવાલ : ૪ શાદીની પ્રથમ રાત્રી પછી સવારે છોકરાના દોસ્તો તેમજ છોકરીની સહેલીઓ રાતની કારગુઝારી સાંભળવાના શોખીન હોય છે. બન્નેવથી રાત્રી દરમીયાન વીતક કથાઓ સાંભળવામાં આવે છે. તો બન્નેવથી પોતાની રાત્રીની વાતો સાંભળવું અથવા સંભળાવવું કેવું છે?
જવાબ : ૪ આ ઘણું જ બે–શર્મી ભર્યુ ગુન્હાહિત કૃત્ય છે. સંભળાવવાળા અને સાંભળવાવાળા અને એની ઈચ્છા રાખનારા સૌ સખ્ત ગુનેહગાર છે. હદીસે પાકમાં આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ નો પાક ઈરશાદ છે કે, અલ્લાહને ત્યાં સૌથી મોટી અમાનત જેમાં માણસ ખિયાનત કરે તેનું પોતાની અવરત સાથે સંભોગ કરી એ છુપી વાતને લોકો સમક્ષ બયાન કરવું છે. (અન્ય એક રિવાયતના શબ્દો આ મુજબ છે કે) કિયામતના દિવસે

અલ્લાહને ત્યાં સૌથી બુરો તે માણસ (અથવા અવરત) છે જે પોતાની અવરત (અથવા ધણી) સાથે સંભોગ કર્યા પછી તે ભેદની વાત ને લોકો સમક્ષ વર્ણન કરે. (મિશકાત પેજ૨૭૬)

આ હયા અને શર્મ માટે ઘાતક રીવાજ થી બચવું ઘણું જ જરૂરી છે.

સવાલ : ૫ નવી આવનાર દુલ્હન સાથે દુલ્હાવાળાઓએ પ્રથમ કયા પ્રકારનો સલુક કરવો તેમજ મધુરજનીમાં શોહરે બીવી સાથે પ્રથમ કયા પ્રકારનો સલુક કરવો તેમજ મધુરજનીમાં બીવીએ શોહર સાથે પ્રથમ કયા પ્રકારનો વર્તાવ કરવો. આ બાબતે સુન્નત ની રોશની આપશો.

જવાબ : ૫ હઝરત ફાતિમા રદીઅલ્લાહુ તઆલા અન્હા ના જયારે નિકાહ થઈ ગયા અને રૂખ્સતી કરવાનો સમય આવ્યો ત્યારે હુઝર સલ્લલાહુ અલયહી વસલ્લમે હઝરત ફાતિમા રદીઅલ્લાહુ તઆલા અન્હાને હઝરત ઉમ્મે અયમન રદીઅલ્લાહુ તઆલા અન્હા ના સંગાથે હઝરત અલી રદીઅલ્લાહ તઆલા અનહુ ઘરે મોકલાવી આપ્યાં. ત્યાર પછી હુઝુર સલ્લલાહુ અલયહી વસલ્લમ પોતે હઝરત અલી રદીઅલ્લાહ તઆલા અનહુ ના ઘરે તશરીફ લઈ ગયા અને હઝરત ફાતિમા રદીઅલ્લાહુ અન્હુ થી પાણી મંગાવ્યું, તેઓ લાકડાના એક પ્યાલામાં પાણી લઈ હાજર થયાં. આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે પ્યાલો એમની પાસેથી લઈ એક કોગળો (ઘુંટ) પાણી મોઢા મુબારકમાં લઈ પ્યાલામાં નાખી દીધું અને ફરમાવ્યું આગળ આવો તેઓ સામે આવી ઉભા રહી ગયા તો આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે એમની છાતી તેમજ માથા ઉપર તે પાણી છાંટયુ અને ફરમાવ્યું, "અલ્લાહુમ્મા–ઈન્ની–ઉઈઝુહા–બિક–વ–ઝુર્રિય્યતહા–મિનશ્શયતા નિર્રજીમ" (અય અલ્લાહ બેશક હું તારી પનાહ (હિફાઝત) માં આપુ છું આ (છોકરી) ને અને એની અવલાદને શયતાન મરદુદથી). ત્યાર પછી ફરમાવ્યું મારા તરફ પીઠ કરો, તો તેઓ પીઠ કરી ઉભા થઈ

ગયા તો આપે બાકી પાણી આ દુઆ પઢી પીઠ ઉપર છાંટી આપ્યું. ત્યાર પછી આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે હઝરત અલી રદીઅલ્લાહ તઆલા અનહુથી ફરમાવ્યું પાણી લાવો. હઝરત અલી રદીઅલ્લાહ તઆલા અનહુ કહે છે કે હું સમજી ગયો જે આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ ચાહતા હતા, મૈં પણ પ્યાલામાં પાણી ભરી રજુ કર્યું. આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું આગળ આવો હું આગળ આવ્યો અને આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે તેજ શબ્દો પઢી, પ્યાલામાં કોગળો કરી મારા માથા અને છાતી ઉપર પાણી છાંટયુ, પછી ફરમાવ્યું પીઠ ફેરવો, હું પીઠ ફેરવી ઉભો થઈ ગયો, આપે ફરી તેજ શબ્દો પઢી પ્યાલામાં કોગળો કરી મારા ખભાઓના દરમીયાનવાળા ભાગમાં પાણી છાંટયું. ત્યાર પછી ફરમાવ્યું પોતાની દુલ્હન પાસે જાઓ. (હિસ્ને—હસીન પેજ ૧૬૪)

છોકરીની રૂખ્સતી વેળા ઉપર મુજબ કરવું બેહતર છે જમાઈને પણ બોલાવી ઉપર મુજબ કરે. (હિસ્ને—હસીન પેજ ૧૬૩)

અન્ય એક રિવાયતમાં છે કે નિકાહના દિવસે હુઝુર સલ્લલાહુ અલયહી વસલ્લમ ઈશાની નમાઝ પછી હઝરત અલી રદીઅલ્લાહુ તઆલા અનહુ ના ઘરે તશરીફ લાવ્યા. વાસણમાં પાણી લઈ તેમાં લુઆબ (થુંક) મુબારક નાખી, સૂરએ ફલક અને સૂરએ નાસ પઢી દુઆ કરી.

હઝરત અલી રદીઅલ્લાહુ તઆલા અનહુ અને હઝરત ફાતિમહ રદિઅલ્લાહુ તઆલા અન્હા ને આગળ પાછળ કહ્યું કે એને પીઓ અને વુઝૂ કરો પછી બન્નેવ માટે પવિત્રતા અને આપસમાં મહોબ્બતથી રહેવાની અને અવલાદમાં બરકત તેમજ સદભાગ્યતા (ખુશ—નસીબી) ની દુઆ ફરમાવી અને ફરમાવ્યું જાઓ આરામ કરો. અગર જમાઈનું ઘર નજીક હોય તો આ અમલ કરવો પણ બરકતનો સબબ છે.(બેહીશતી ઝેવર ૬/૪૩)

નવી દુલ્હન જયારે દુલ્હાના ઘરે પહોંચે ત્યારે દુલ્હાના ઘરે જે અવરતો તે સમયે ત્યાં મવજુદ હોય તે આવનાર દુલ્હનને

દુઆ આપે. બુખારી શરીફમાં છે કે હઝરત આઈશા રદીઅલ્લાહુ અન્હુ ફરમાવે છે કે જયારે મારી વાલીદહ મને હુઝુર સલ્લલાહુ અલયહી વસલ્લમના ઘરે રૂખ્સત કરી પહોંચાડવા આવ્યાં ત્યારે આપ સલ્લલાહો અલયહે વસલ્લમ ના ઘરે કેટલીક અન્સારી અવરતો મવજુદ હતી. તેઓએ મને દુઆ આપી. "અલલ-ખયરિ-વલ-બરકતિ-વઅલા-ખયરિ તાઈરિન" (આપનું આ દાંપત્યજીવન ભલાઈ અને બરકત તેમજ સદભાગ્યવાળું બનો) પછી જયારે દુલ્હા પહેલી વાર પોતાની દુલ્હન પાસે પહોંચે ત્યારે તેના માથાના આગળના ભાગના વાળ હાથમાં લઈ નીચે મુજબની દુઆ પઢે.

"અલ્લાહુમ્મ-ઈન્ની-અસ્અલુક-મિન-ખયરિહા-વ-ખયરિ-મા-જબલ્તહા-અલયહિ-વ-અઉઝુ-બિક-મિન-શરિહા-વ-શર્રિ-મા-જબલ્તહા-અલયહિ." (અય અલ્લાહ હું તારાથી આ અવરત ની ભલાઈ અને બરકત તેમજ એની પયદાઈશી ટેવો (જેના ઉપર તેં એને પયદા ફરમાવી છે તે) ની ભલાઈ અને બરકત તારાથી માંગુ છું અને એની બુરાઈ તેમજ એની પયદાઈશી ટેવોની બુરાઈથી હું તારી પનાહ ઈચ્છું છું. (હિસ્ને-હસીન ૧૬૪)

જયારે સોહબત નો ઈરાદો કરે ત્યારે નીચે મુજબની દુઆ પઢે (આ દુઆ સતર ખોલવા પહેલા પઢી લેવી)

"બિસ્મીલ્લાહ-અલ્લાહુમ્મ-જન્નિબન-ર-શયતાન-વ-જન્નિબીશ્શયતાન-મા રઝકતના"

(અલ્લાહના નામથી અય અલ્લાહ તુ અમને શયતાનથી બચાવ અને જે અવલાદ તુ અમને દેશે તેને પણ શયતાનથી બચાવજે.) (હિસ્ને-હસીન ૧૬૫)

જયારે મની સ્ખલન (ઈન્ઝાલ) થાય ત્યારે નીચે મુજબની દુઆ ઝબાન હલાવ્યા વગર માત્ર દિલથી પઢે.

"અલ્લાહુમ્મ-લા-તજઅલ-લિશ્શયતાનિ-ફીમા રઝકતના-નસીબા"(અય અલ્લાહ જે અવલાદ તુ મને આપે

તેમાં શયતાનનો કોઈ ભાગ રાખીશ નહિ.) (હિસ્ને–હસીન ૧૬૫–૧૬૬)

ઈમામ ગઝાલી રહમતુલ્લાહ અલયહે ઈહ્યાઉલ ઉલૂમમાં સંભોગ (સોહબત) નાં કેટલાક અદબો લખ્યા છે જે આ મુજબ છે.

(૧) અલ્લાહના નામથી શરૂ કરવું મુસ્તહબ છે, સૂરએ ઈખ્લાસ પઢી, અલ્લાહુ અકબર અને લાઈલાહા ઈલ્લલ્લાહ પઢી "બિસ્મીલ્લાહિ–અલિય્યીલ–અઝીમ–અલ્લાહુમ્મ–ઈજઅલહા–ઝુર્રિય્યતન તય્યિબતન–ઈન–કુન્ત–કદ્દરત–અન–તુખરિજ–ઝાલિક–મિન–સુલબી" પઢવું.

(૨) ત્યાર પછી આગળ ઉપર લખી જણાવેલ દુઆ પઢે

(૩) સંભોગ (સોહબત) વખતે કિબ્લા તરફથી રૂખ ફેરવી લેવું. કિબ્લા તરફ રૂખ રાખી સંભોગ ન કરે.

(૪) પોતાને તેમજ અવરતને કપડા વડે ઢાંકી લેવુ. એકદમ ખુલ્લા નગ્ન બદને સોહબત ન કરવી.

(૫) સોહબત પહેલાં મહોબ્બતની વાતો તેમજ ચુંબન વિગેરે વડે અવરતને પણ સોહબત માટે તૈયાર કરી લઈએ. કોઈ પણ પ્રકારની પૂર્વ તૈયારી વગર સંભોગ કરવાને હદીસમાં પસંદ કરવામાં નથી આવ્યું. (નોટ : વર્તમાન યુગમાં પૂર્વ તૈયારી રૂપે અવરત મર્દનાં ગુપ્ત અંગને મોઢામાં લે છે, અથવા મર્દ એવું કરવા માટે અવરતને મજબુર કરે છે. એવી જ રીતે મર્દ અવરતની શર્મગાહ ને ચુમે છે ચાટે છે એ ઘણું જ બે–હયાઈ ભર્યુ અને શરીઅતની તઅલીમથી એકદમ અસંગત બલકે વિરૂદ્ધ કૃત્ય છે. મોઢા અને જબાન જેવા માનભર્યા અંગ વડે શર્મગાહ ને ચાટવું જાનવરોનું અને જાનવરોમાં પણ કુતરા જેવા તૃચ્છ જાનવરોનું કૃત્ય છે. ઈન્સાનને અલ્લાહ તઆલાએ તમામ મખલુકમાં સર્વ–શ્રેષ્ઠ બનાવ્યો છે. આવા કૃત્યથી પોતાને બચાવવું જરૂરી છે.)

(૬) ધણીને જયારે ઈનઝાલ થઈ જાય ત્યારે તુર્તજ પોતાની

ઈન્દ્રિય કાઢી નહિ લેતાં થોભી જાય ત્યાં સુધી કે અવરતની જરૂરત પણ પુરી થઈ જાય (તેણી ને પણ ઈનઝાલ થઈ જાય) કારણકે કોઈકવાર અવરતને ઈનઝાલ મોડેથી થાય છે અને તે પહેલા જ ધણીનું પોતાની જરૂરતથી ફારિગ થઈ હટી જવું અવરત માટે દુઃખદાયક બને છે, અને આવું વારંવાર બનવાથી અવરત ના માનસમાં ધણી માટે નફરત ની લાગણી જન્મ લે છે.

(૭) કેટલાક ઉલમાએ ચાંદના મહિનાની શરૂની, છેવટની અને દરમીયાનની ત્રણ રાતોમાં સોહબતને પસંદ નથી કર્યો.

(૮) જુમ્અહની રાત્રે અથવા દિવસે (જુમ્અહની નમાઝ પહેલા) કેટલાક ઉલમાએ સહોબતને મુસ્તહબ લખ્યું છે.

(૯) ચાર રાત્રીઓ પછી એક વાર સહોબત કરવી ન્યાય ભર્યુ છે.

(૧૦) પોતાની અથવા અવરતની જરૂરત મુજબ એ મુદ્દતમાં વધારો–ઘટાડો કરી શકાય છે. અવરતનું શિયળ જળવાયેલું રહે એ મુજબ તેની સાથે સહોબત કરતા રહેવું વાજીબ છે.

(૧૧) હયઝ (માસિક ખુન) ચાલુ હોય ત્યારે તેણી સાથે સહોબત કરવી હરામ છે, એજ પ્રમાણે નિફાસ (બાળકની પયદાઈશ પછી આવતું ખુન) દરમ્યિાન પણ સહોબત કરવી હરામ છે. (એવી હાલતમાં સહોબત કરવાથી ભયંકર ચામડી રોગમાં સપડાઈ જવાનો ભય રહેલો છે.)

(૧૨) પાછલા રસ્તામાં જરૂરત પુરી કરવી (કિવા અવરતથી લવાતત કરવી) પણ હરામ છે.

(૧૩) હયઝની હાલતમાં તેણી સાથે એક બિસ્તરમાં સુવાની તેના હાથનું પકાવેલુ અથવા તેયાર કરેલું ખાવા–પીવાની ઈજાઝત છે. ચુંબનની પણ ઈજાઝત છે. માત્ર સહોબત હરામ છે.

(૧૪) એક વાર સંભોગ કરી બીજી વાર સંભોગ કરવો હોય તો પુરૂષે પોતાની ઈન્દ્રિય ધોઈ લેવી બલ્કે વુઝુ કરી લેવું બેહતર છે.

(૧૫) રાત્રીના છેવટના ભાગમાં સંભોગ કરવું હિતાવહ છે. શરૂના ભાગમાં સંભોગ કરવાની સુરતમાં વુઝુ કરી સુએ, વગર વુઝુ અને વગર ગુસલે સુવું મુનાસીબ નથી જો કે જાઈઝ છે.

(૧૬) નાપાકી (ગુસલ જરૂરી હોવા) ની હાલતમાં નખ તેમજ દુંટીના નીચેના વાળ લેવા અથવા માથાના વાળ કપાવવા મકરૂહ છે.(ઈહ્યાઉલ–ઉલૂમ ૨/૪૬–૪૭). પાકી–નાપાકી તેમજ મીયાં બીવીને લગતા મસ્અલાઓ જાણવાની ચીવટાઈ રાખવી. દરેક મુસ્લિમ નવયુવક અને નવ–યુવતિની દીની ફરજ છે. એ બાબતે ખોટી શર્મ અથવા મુંઝવણ અનુભવવી નહિ.

દીનની બાબતોની પુછપરછમાં શર્મ કરવાની અલ્લાહ તઆલા તરફથી ઈજાઝત નથી.

કેટલાક નવયુગલો પહેલી રાત્રે એવા ઓતપ્રોત થઈ જાય છે કે રાત્રી આખી જાગીને પસાર કરી ફજર પહેલા સુઈ જાય છે. જેમાં ફજરની નમાઝ કઝા થઈ જાય છે. એ ખોટું છે, જે સંભોગના પરિણામ નમાઝ કઝા થઈ હોય તેનાથી જન્મ લેનાર અવલાદ ઉપર ખોટી અસરો પડે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

લિ. અહમદ ખાનપુરી

તા. ૧૨–૬–૧૪૧૭ હિજરી

## ખાસ જરૂરી વાત

આજે જયારે ફિલ્મ અને મિડીયા અને શિક્ષણના કોર્ષ વડે સેકસ શીખવવામાં આવે છે અને તેમાં ઘણા બધા ગેર ઈસ્લામી તરીકા છે જ. તો આવા સમયે શરીઅતની પાકીઝહ રોશનીમાં સેકસ સહી રીતે માણવાનો તરીકો શીખવવો અત્યંત જરૂરી છે. દરેક વાલી પોતાની છોકરી કે છોકરાને આ બાબતે રેહબરી મળે એની ફિકર કરે.

– મુફતી મહમુદ સા. બારડોલી

## બિસ્મીહી તઆલા

સવાલ :- આજકાલ ઔરતોમાં જે પરદાનશીન હોય છે. એક ફેશન ચાલી છે જે પરદી પેહરે છે. જેમાં નાક, આંખ, અર્ધો ચેહરો ખુલ્લો રહે એવા બુરખા ઉપર પરદી પહેરે છે. અને બુરખા ઉપર જાતજાતની ફુલ, ડિઝાઈન, દિલવાળી ભરત વિગેરે કરેલી હોય છે. મતલબ કે કશીશ થાય એવા કપડા અને ડિઝાઈન વાળા બુરખા પહેરે છે. અમુક ઔરતો ડબલ પરદી ફેશનવાળી રાખે છે. જયારે બહાર નીકળે ત્યારે નાક, આંખ, દેખાય એવી (નોઝપીસ) પરદી પેહરી લીએ છે. મતલબ કે આજકાલ ખુબજ ફેશન વધી ગઈ છે. અને અમોએ સાંભળ્યુ છે કે આવી જાતના બુરખા શરઈ રીતે પણ ઠીક નથી. તો પરદો કેવો હોવો જોઈએ અને ઈસ્લામમાં પરદાની શું હૈસીયત છે. આપ શરઈ અંદાઝમાં હવાલા સવિસ્તાર જવાબ આપી શુક્રિયહનો મૌકો આપશો.

જવાબ :- 'અવરત' અરબી શબ્દ છે. જેનો અર્થ છે "છુપાવવાની વસ્તુ" કુદરતે એનું ઘડતર અને સર્જન જ એ પ્રકારનું બનાવ્યું છે કે એને સંપુર્ણ છુપાવવાની વસ્તુ કહેવી જોઈએ. એટલાજ માટે સૃષ્ટીના સર્જનહારે સખ્ત જરૂરત વગર તેણીના ઘરથી બહાર નીકળવાને યોગ્ય નથી સમજયું. જેથી આ પાણીદાર મોતી, નાપાક નઝરોની હવસથી મેલુ ન બની જાય. અલ્લાહ તઆલાનો આદેશ છે : વકર્ન ફી બુયુતીકુન્ન. (સુ.અહઝાબ આ-૩૩)

અર્થાતા:- અને પોતાના ઘરોમાં ટકેલી રહો અને પ્રથમ જાહિલીય્યત કાળ જેમ શણગાર કરી નિકળો નહીં (સુ.અહઝાબ) પ્રથમ જાહિલીયતથી મુરાદ ઈસ્લામ પૂર્વેનો

(કાળ) સમય છે.જયારે સ્ત્રીઓ બજારોમાં ખુલ્લી રીતે પોતાના સ્ત્રીત્વનું પ્રદર્શન કરતી હતી. પ્રથમ જાહિલીય્યતનો શબ્દ વાપરી આગાહી કરવામાં આવી કે માનવતા ઉપર બીજો એક જાહિલીય્યત કાળ પણ આવનાર છે. જેમાં સ્ત્રીઓ પોતાની કુદરતી વિશિષ્ઠતાઓના તકાઝાઓને મોર્ડન જાહિલીયત ઉપર ભેટ ચઢાવશે.

કુર્આનની જેમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ સ્ત્રીજાતને સંપૂર્ણ છુપાવવાની વસ્તુ જણાવી, વિના જરૂરત તેણીના બહાર નીકળવાને ના-જાઈઝ ફરમાવ્યું છે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.) થી રિવાયત છે કે મુહંમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે ઔરત સંપૂર્ણ છુપાવવાની વસ્તુ છે. માટે જયારે તેણી બહાર નિકળે છે તો શયતાન એની તાકમાં રહે છે. (મિશ્કાત, પેજ નં. ૨૬૯) અને જો જરૂરત ખાતર ના છુટકે તેણીને ઘરથી બહાર નિકળવું પડે તો તેણીને હુકમ આપવામાં આવ્યો કે એવી મોટી ચાદર ઓઢીને નિકળે જેના વડે તેનું પુરૂં શરીર માથાથી પગ સુધી ઢંકાય જાય.સુ.અહઝાબમાં છે. યા અય્યુહન્નબીય્યુ કુલ-લી અઝવાજિક...., અર્થાત :- અય નબી : આપ પોતાની પત્નીઓ, દિકરીઓ અને મોઅમિનોની ઔરતોને કહી દો કે તેણીઓ (જયારે બહાર નિકળે ત્યારે) પોતાના ઉપર મોટી ચાદરો નાંખી લીએ. (આયત નં. ૬૯) મતલબ એ છે તેણીઓએ મોટી ચાદરમાં લપેટાઈને બહાર નિકળવું જોઈએ અને ચેહરા ઉપર ચાદરનો ઘુંઘટ તણાયેલો હોવો જોઈએ. બહર હાલ શરઈ હુકમ છે કે શકયત : ઔરત ઘરની બહાર નહિં નિકળે, અને જો ના-છુટકે નિકળવું પડે તો મોટી ચાદરમાં એવી રીતે લપેટાઈને

નીકળે કે ઓળખી ન શકાય. અને તેના લિબાસનો શણગાર પરાયાઓની નઝર સામે ન આવે.

મોટી ચાદર ઓઢીને નિકળવાની સુરતમાં તે ચાદરને વારંવાર સંભાળવું મુશ્કિલ હતું. તેના અનુસંધાનમાં શરીફ કુટુંબોમાં ચાદરની જગ્યાએ બુરખો આવ્યો. આ ધ્યેય ઢીલા અને સાદા બુરખા વડે સિધ્ધ થતો હતો. પરંતુ શૈતાને એ બુરખાને ફેશન તેમજ વાસનાની ભટ્ટીમાં રંગીને આડંબર અને પ્રદર્શનનુ સાધન બનાવી આપ્યો. બુરખાનું સર્જન અને શોધ સ્ત્રી-શણગારને છુપાવા માટે થયું હતું. તેમાંજ એવી એવી કટો અને આકર્ષક ડિઝાઈનો તેમજ ફેશનો ગોઠવી દેવામાં આવી કે બુરખો પણ શણગારનું જ એક અંગ તેમજ સાધન બની ગયો. કેટલીક ઔરતો હવે બુરખો પોતાને છુપાવવા માટે નહિં બલ્કે વધારે ખુબસૂરત અને આકર્ષક દેખાવવા માટે પહેરવા લાગી. એનાથી વધીને બુરખાનો દુરૂપયોગ અને અવમુલ્યન શું હોઈ શકે ? ફિતરતનું મસ્ખ થવું કિંવા માણસાઈનું પલ્ટાઈને અધોગતીએ પહોંચી જવું, તે આનું જ નામ છે. એક બુરખાના વેપારીની જાહેર ખબરના શબ્દો વાંચો : " **હમારે યહાં સઉદી નિકાબ, ઝભલે - દાર નિકાબ, શેરવાની નિકાબ, અબઆયા નિકાબ, દુપટ્ટેદાર નિકાબ, ગોલરૂમાલ નિકાબ, તીન કોના નિકાબ, રૂમાલ નિકાબ કે અલાવહ ફેન્સી નિકાબ કે દુપટ્ટે, ચાદરેં ઢાટા ઔર રંગીન સ્કાર્ફ વિગેરે રિઆયતી કિંમત પર દસ્તાયાબ હય.** "

શરૂઆતમાં જયારે ચાદરની જગ્યાએ સરળતા ખાતર બુરખાની શોધ થઈ ત્યારે તેઓના સ્વપ્નેય ખ્યાલ નહિં હોય કે મોડર્ન જાહિલીયતમાં બુરખાને આટલા નિમ્ન સ્તરે

પહોંચાડશે. કેટલાક બુરખા તો એટલા તંગ અને ચુસ્ત બનવા લાગ્યા કે ઔરતોના પુરા શરીર અને અવ્યવોનો આકાર સુધ્ધાં સ્પષ્ટ દેખાવા લાગ્યો.

આપે સવાલમાં બુરખાની ઉપર પહેરવામાં આવતી જે પરદીનો ઉલ્લેખ કર્યો છે, જેમાં આખોં, નાક, અડધા રૂખ્સાર ખુલ્લા રહે છે. તે બાબત પ્રશ્ન એ થાય છે કે જાલીદાર બુરખા છોડીને આ પરદીવાળા બુરખા શા માટે અપનાવવામાં આવ્યા. જયારે કે જાલીદાર બુરખામાં પુરૂ મોઢું, ચેહરો છુપાવવાની સાથે રસ્તો જોવામાં પણ કોઈ અડચણ હતી નહિં. આ પ્રશ્નનો ઉત્તર પણ સ્પષ્ટ છે કે જાલીદાર બુરખામાં તે આકર્ષણ શકિત નથી જે પરદીવાળા બુરખામાં છે. હવે તો બુરખાની ડિઝાઈન તેમજ કંટમાં શરીઅત શું ઈચ્છે અને કહે છે ? તે નહિં, બલ્કે ફિલ્મ અને ફેશન શું શિખવાડે છે ? એજ જોવામાં આવે છે. માટે જે ઔરતો આવા બુરખા પહેરી એવું સમજતી હોય કે તેણીઓ કુર્આન તેમજ શરીઅતનું આદેશ પાલન કરી રહી છે એ માત્ર નફસ અને શૈતાનનો એક ધોકો અને ફરેબ જ છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ કાફિરો તેમજ મુશરીકોનાં કેટલાક તે અમલો જે બાહ્યરૂપમાં નેકી દેખાતા હતા તેની બાબત ફરમાવ્યું છે :- કુલ હલ નુનબ્બીઉકુમ અર્થાત :- આપ(તેઓને) કહો કે શું અમે તમને એવા લોકો બતલાવીએ જેઓ અમલની રૂએ એકદમ ખોટમાં છે. આ તે લોકો જેમની દુન્યામાં કરેલી મહેનત બધીજ બરબાદ થઈ ગઈ. અને તેઓ ( અજ્ઞાનતાને લઈ ) એવુંજ સમજતા રહ્યા છે કે તેઓ સારૂ કરી રહ્યા છે. (મઆરીફુલ કુર્આન નં. ૫/૬૭૫)

હઝરત મુફતી મુહંમદ શફીઅ સાહબ (રહ.) એની તફસીરમાં લખે છે કે અહિંયા પેહલી બે આયતો પોતાના આમ મતલબની રૂએ દરેક તે વ્યકિત તેમજ જમાઅતને આવરી લીએ છે. જેઓ કેટલાક અમલોને નેક સમજી તેમાં તનતોડ મેહનત કરે છે. પરંતુ અલ્લાહને ત્યાં તેઓની મેહનત બરબાદ અને અમલ વ્યર્થ છે. (મઆરીફુલ કુર્આન ૫/૬૫૮) અને પાછલા કેટલાક સમયથી તો આપે સવાલમાં દર્શાવેલ એ પરદીમાં એક પ્રગતી એ થઈ છે કે પુરો બુરખો કાળા કલરનો હોય છે અને પરદી સફેદ કલરની હોય છે, જેથી કોઈનું ધ્યાન ન ખેંચાતુ હોય તે પણ આ દ્રશ્ય જોવા આકર્ષાય. અલ્લાહ તઆલા આપણી મુસ્લિમ બહેન/બેટીઓને સદબુધ્ધી આપે કે તેણીઓ હવસખોરોના આ પ્રપંચો અને યુકિતઓને પારખી લઈ પોતાની ઈસ્મત અને ઈઝઝત, શર્મ અને હયાને બચાવી લીયે. આમીન..

ઈસ્લામના દુશ્મનો એક લાંબા સમય સુધી હિજાબ/પરદા અને બુરખા વિરૂધ્ધ અભિયાન ચલાવતા રહ્યા. તે છતાં જે મુસ્લિમ ઔરતો એનાથી પ્રભાવિત નહિં થઈ અને પોતાને પરદા/હિજાબ અને બુરખાની બહાર ન લાવી તેવી ઔરતો માટે હવે તે દુશ્મનોએ આ નવું પ્રપંચ રચ્યું જેમાં બુરખો ઉતારીને ફેંકવા વગરજ તેઓનું ધ્યેય સિદ્ધ થાય, અને ખુદાઈ આદેશના ઉપર-છલ્લા પાલન સાથે તેનું ખૂન થતું રહે. આ ટાણે ઈમાની ફીરાસત, ગૈરત અને હમીય્યત થી કામ લઈ આવા પ્રપંચો ઉપરથી નિકાબ ઉતારવાની જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## બુરખો પહેરવા માટે શરઈ હુકમ

સવાલ :- આજકાલ જે બુરખા પહેરવામાં આવે છે તેમાં આંખયું પહેરવામાં આવે છે. આ પ્રકારના બુરખામાંથી આંખો અને નાકની હડ્ડી પણ સ્પષ્ટ રીતે દેખાવા લાગે છે. તો તે જાઈઝ છે કે નથી ? તેમજ અમુક વખત આંખ ઉપરનો ભાગ પેશાની (ભવોંનો ભાગ) અને આંખની નીચે ચહેરાનો ભાગ પણ દેખાવા લાગે છે. તો શું આ પ્રકારના બુરખા પહેરવા જાઈઝ છે?

જવાબ :- બુરખા પહેરવાનો મકસદ એ છે કે એના વડે ઔરત પોતાનું શરીર તેમજ પોતાના પહેરવેશનો શણગાર મર્દોની નિગાહોથી છુપાવે. જેથી એના તરફ કોઈનું ધ્યાન જાય નહિં. આ મકસદ પ્રાપ્ત કરવા માટે અસલી હુકમ એ હતો કે ઔરત એક જાડી અને એકદમ સાદી ચાદર વડે પોતાને છુપાવી લીએ. સહાબા (રદી.) ના જમાનામાં એજ રીત પ્રચલિત હતી. અલબત્ત ચાદર ઓઢવામાં ખુદ એ ચાદરને સંભાળવી પડતી હોવાથી આ હેતુ પ્રાપ્ત કરવા બુરખા સિવવામાં આવ્યા હતા. પરંતુ આ મકસદ સંપૂર્ણ રીતે ત્યારેજ પ્રાપ્ત થશે જયારે કે બુરખો એકદમ સાદો અને શણગાર વગરનો હોય, નહિં તો બુરખા વડે શણગાર છુપાવવાનો જે હેતુ હતો એથી ઉલ્ટો એ બુરખોજ શણગારનું સાધન બની જશે. એટલાજ માટે મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) એ લખ્યું છે કે ભરત કામ કરેલો બુરખો પહેરીને નિકળવું પણ જાઈઝ નથી. (મઆરીફુલ કુર્આન ૬/૩૯૪, ૩૯૫)

જે જમાનામાં સાદી જાડી ચાદર ઓઢીને ઔરતો બહાર નિકળતી હતી ત્યારે રસ્તો જોવા માટે આંખ ખુલ્લી

રાખવાની પણ ઈજાઝત હતી. પછી જયારે બુરખા સીવાયા ત્યારે રસ્તો જોવા માટે આંખો ખુલ્લી રાખવાને બદલે બુરખામાંજ આંખની જગ્યાએ જાલી લગાવવામાં આવી, તો આંખ ખુલ્લી રાખવાની જરૂરત નહિં રહી. હવે આજકાલ બુરખામાંથી જાલી અદ્રશ્ય થઈ રહી છે. અને આંખ્યું પહેરવાનો રિવાજ વધી રહ્યો છે. એ પણ એ શયતાની ચાલ છે, કારણ કે એવો બુરખો પુરૂષોને આકર્ષવામાં સારો એવો ભાગ ભજવી રહ્યો છે. કેટલીક ઔરતો આંખ્યાંનો વધારે પડતો ગેરલાભ ઉઠાવી આપના લખવા મુજબ ચહેરાનાં અન્ય ભાગને પણ ખુલ્લો રાખે છે. સ્પષ્ટ છે કે આ રીત શરીઅતે આપેલ હિજાબના હુકમના ધ્યેય અને મકસદને હાનીકારક હોવાથી દુરૂસ્ત નથી. કેટલાક જાણકારોથી સાંભળવા મુજબ આંખ્યાવાળી રીત પ્રચલિત થવાનું અસલી કારણ કોઈક ફિલ્મમાં કોઈક એકટ્રેસે અપનાવેલી આ રીત પણ છે. તો એનું ના-જાઈઝ હોવું જાહેર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

લી.

અહમદ ખાનપુરી ઉફીય અન્હુ

(સદર મુફતી, જામિઅહ ડાભેલ)

જવાબ સહીહ છે.

અબ્બાસ દાવુદ બિસ્મિલ્લાહ

નાયબ મુફતી જામિઅહ ડાભેલ